# વિચિત્ર પ્રેમ-પંખિણી.

[ સચિત્ર સાંસારિક નવલકથા ]

લેખક તથા પ્રકાશક

ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી,

સારંગપુર, તળીયાની પોળ–અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વિ. સં. ૧૯૭૭. ઇ. સ. ૧૯૨૧.

મૂલ્ય રૂ. ૨

**કામરૂ દેશની કુટિલ કામિની**—( સચિત્ર ડિટેકટીવ નવલકથા ) **મૂલ્ય રૂ. ૧ાા.** પૃષ્ઠ ૨૨૫. સોનેરી પાકું પુંઠું. સુંદર ફોટો ચિત્રો. મનોરમા નામની જાદૂઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડીટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. છેવટે તેને મારીને કબરમાં દાટવામાં આવે છે, પણ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણાં ખૂનો કરે છે ! આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે.

**વિમળા**—પૃષ્ટ ૨૦૦. **મૂલ્ય રૂ. ૧.** રાજવંશી બાળાને શિરે પડેલાં દુ:ખ, રાજ્ય ખટપટ, કાવતરાં, રાજકલેશ, બ્હારવટીઆ વગેરેનો ચિતાર આ કથા આપે છે.

**પિશાચ-મંદિર**—ભાગ ૧-૨. બન્ને ભાગોનું **મૂલ્ય રૂ. ૫.** **૧૦ ફોટોગ્રાફિક ચિત્રો.** પૃષ્ઠ ૫૫૦. રેનોલ્ડ્ઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ' ના આધારે આ અદ્ભુત રસથી ભરેલી કથા લખાઇ છે.

**લતા અને લલિત'**—**ભાગ ૧-૫.** પાંચે ભાગમાં મળીને આ કથા પૂરી થાય છે. લગભગ ૧૧૦૦ પૃષ્ઠ અને ૨૦ સુંદર ચિત્રો. તેના જુદા જુદા ભાગોની આવૃત્તિઓ ઉપરા ઉપરી કાઢવી પડી છે એ જ તેની લોકપ્રિયતાની નિશાની છે. સંસારનો ઉત્તમ બોધ આપવા માટે એ કથા પ્રત્યેક કુટુંબના આભૂષણરૂપ મનાય છે. સઘળા ભાગોનું મળીને **મૂલ્ય રૂ. ૮**

**સુધરેલી સંગીતા**—મૂલ્ય રૂ. ૧. પૃષ્ઠ ૩૦૦, સોનેરી પાકું પુઠું. ખોટા સુધારામાં ફસાએલાં સ્ત્રીપુરૂષોની દુર્દશા દર્શાવનારી આ રસિક મનોરંજક નવલકથા છેવટે સાચા સુધારાનો માર્ગ દર્શાવે છે.

**વિદ્યાસાગર**—ભાગ ૧-૨. ( લેખક મુનિ શ્રી છોટાલાલજી ) પૃષ્ઠ ૩૦૦. વિદ્યાસાગર નામનો યુવક સંસારથી કંટાળીને ચિત્રવિચિત્ર અનુભવો લેતો ભટકે છે તેની હૃદયંગમ નવલકથા. બન્ને ભાગોનું મળીને **મૂલ્ય રૂ. ૧.**

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

સારંગપુર, **અમદાવાદ.**

# પ્રસ્તાવના.

यथा खरश्चंदनभारवाही भारस्य वेत्ता न तु चंदनस्य ।
एवं हि शास्त्राणि बहून्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहंति ॥

સુશ્રુત કહે છે કે-જેમ ચંદનના ભારને વહન કરનાર ગધેડો ભારને જાણે છે પણ ચંદનને જાણતો નથી, તેમ ઘણાં શાસ્ત્ર ભણ્યા છતાં તેનો સાર ગ્રહણ કરવામાં મૂઢ હોય તે ગધેડાની પેઠે માત્ર ભાર વહન કરે છે. આધુનિક શિક્ષણ ઘણે અંશે ગધેડા ઉપરના ચંદનના ભાર જેવું છે; તે 'કેળવણી' નથી. જે શિક્ષણની સુંદર અસર 'ચારિત્ર્ય' ઉપર થાય તે જ શિક્ષણ 'કેળવણી'ના નામને યોગ્ય છે. આધુનિક શિક્ષણ ચારિત્ર્ય ઉપર ઇષ્ટ કરતાં અનિષ્ટ અસર વિશેષ કરે છે તે હસ્તામલકવત્ જોઇ શકાય છે. શિક્ષણપદ્ધતિની ખામી અને સારા ગૃહશિક્ષણનો અભાવ એ ઉભયનું આ માઠું પરિણામ છે. બન્ને ન્યૂનતાઓ દૂર થયા વિના ઉછરતી પ્રજાનું ચારિત્ર્ય સુધરવાની આશા આકાશકુસુમવત્ છે.

'વિચિત્ર પ્રેમ-પંખિણી' એ એક સાંસારિક નવલકથા છે અને આધુનિક સમયની અન્ય નવલકથાઓથી તે જૂદી જ તરેહની છે. ખામીભર્યું પાશ્ચાત્ય શિક્ષણ, ગૃહશિક્ષણનો અભાવ અને પાશ્ચાત્ય સંસ્કારોના અતિપરિચયથી મોટાં શહેરોમાં વસતી કેટલીક વ્યક્તિઓના ગૃહસંસારમાં કેટલીક આશ્ચર્યભરી નવીનતા દેખાઇ આવે છે. આ નવીનતા આર્યસંસારમાં કેવી રીતે પ્રવેશ કરે છે અને કેટલી હદસુધી અંદર પેસીને હિંદુ સંસારની પુરાતન પવિત્ર ભાવનાનો લય કરી પાશ્ચાત્ય વિચારાચાર પાછળ ભ્રમણાયુક્ત અંધતામાં સંસારને ડુબાડુબ બનાવી મેલે છે તેનો ચિતાર આ કથામાં આપવામાં આવ્યો છે. હિંદુ સંસારમાં સ્ત્રી તેમજ પુરૂષનું ચારિત્ર્ય અવનત થતું જાય છે, ઉંચું શિક્ષણ પ્રાપ્ત થવા છતાં તેની અસર વિપરીત થાય છે અને ચારિત્ર્યમાં નિર્બળતા આવે છે, જીવનની સૂક્ષ્મતાનો ખ્યાલ દૂર જઇને માત્ર સ્થૂલ રમણમાં જ જીવનની પરિપૂર્ણતા મનાય છે, એ સઘળું ઉપર જણાવેલી ખામીઓને આભારી છે. માત્ર શિક્ષણથી જ 'ચારિત્ર્ય'

ઉન્નત થાય છે એ માન્યતા અનુભવમાં યથાર્થ નીવડી નથી, જોકે જ્ઞાનપ્રાપ્તિ એ ચારિત્ર્યની ઉન્નતિનું સાધન મનાય છે ખરૂં. વસ્તુતઃ આધુનિક શિક્ષણ એવું જ્ઞાન પ્રાપ્ત કરાવે છે કે જે થોડાઓને જ લાભ કરી ઘણાઓને ચારિત્ર્યદૃષ્ટયા ગેરલાભ કરે છે. માત્ર ' ભણવા'માં જ સર્વાર્થસિદ્ધિ રહેલી નથી. ભણવાથી યથોચિત કેળવણી શું સ્ત્રીને કે શું પુરૂષને મળતી નથી, અને તેથી તેઓ સંસારમાં સન્માર્ગગામી થઇ શકતાં નથી; તેથી ઉલટું ઓછું ભણેલાંઓ છતાં યથોચિત કેળવણી પામેલાંઓ સંસારમાં કેવાં સફળ નીવડે છે, તે આ કથામાં દર્શાવ્યું છે.

પાશ્ચાત્ય કેળવણી, પાશ્ચાત્ય સંસાર અને પાશ્ચાત્ય દશ્યોએ આપણાં શિક્ષણ પામેલાં સ્ત્રીપુરૂષોપર અજબ અસર કરી છે અને એ અસરને વશ રહીને તેઓના ખ્યાલ એટલા વિચિત્ર બંધાઇ ગએલા જોવામાં આવે છે કે ફક્ત ૧૦ વર્ષસુધી જંગલમાં એકાન્ત વસી આવેલા મનુષ્યને પુનઃ શહેરી સંસારમાં દાખલ થતાં કેવળ ચમકાવી નાંખે એવાં નવીન દશ્યો, વિચારો તથા આચારો નજરે આવ્યા વિના રહે નહિ. આ એક કલ્પિત નવલકથા છે, છતાં તે અસંભવ દોષથી નિરાળી છે. તેમાંના કેટલાક પ્રસંગો તો લેખકને અનુભવસિદ્ધ થએલા છે, તેથી એવા પ્રસંગોને નિરર્થક કે અતિશયોક્તિવાળા માની લેવાની ઉતાવળ વાચકે કરવી જોઇતી નથી. એમાંનાં ચિત્રો જેવાં દશ્યો, આચારો અને વિચારો અનેક ભણ્યા પણ ગણ્યા વિનાનાં ભ્રમિત મગજોમાં ધુંધવાય છે અને તે બહાર પડતાં પણ જોવામાં આવે છે. આ જગત્ અનેક પ્રકારની વિચિત્રતાઓથી ભરપુર ભાસે છે; પરંતુ એ વિચિત્રતાઓમાં–નાટકોમાં નૃત્ય કરનારા નટોને મન માત્ર સામાન્ય બાબતો હોય છે.

પ્રસ્તુત કથામાં 'ભ્રમ નિરસન' નામના મરાઠી નાટકનો આધાર લીધો છે. આ કથા ' પ્રજાબંધુ 'માં ૧૯૧૫ની સાલમાં કકડે કકડે છપાઇને પ્રસિદ્ધ થઇ હતી. હાલમાં તેમાં કેટલોક સુધારો વધારો કરીને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

અમદાવાદ.
તા. ૧-૧૨-૧૯૨૦. } ચુનીલાલ વર્ધમાન શાહ.

## અનુક્રમણિકા.

પૃષ્ઠ.

# વિચિત્ર પ્રેમ-પંખિણી.

## પ્રકરણ ૧ લું.

### અરૂણનું અપમાન.

બપોરનો વખત છે, છતાં શિશિર ઋતુ ચાલતી હોવાથી સૂર્યનો આતાપ ત્વચાને સુખકર લાગે છે. અત્યારે સુરતમાં એક વિશાળ મહાલય જેવા મકાનમાં આપણી કથાનો નાયક અરૂણ દાદર ચડી રહ્યો છે. દાદરનાં પગથીયાંપર ચપોચપ ચાલતા પગ ઉપરથી અનુમાન કરી શકાય છે કે તેનું અંતર્ ઉત્સાહથી ભરેલું છે. અરૂણે એક જીર્ણ મલમલનું ધોતીઉં, કાળો ગરમ કોટ અને માથે એંગલોર કૅપ પહેરી છે. હાથમાં તેની હમેશની પ્રિય વસ્તુ ચાંદીના હાથાવાળી છત્રી છે. તેના એ પોષાકપરથી કોઇ તેને ગમે તેવો માને પરન્તુ અંતર્થી તે ગંભીર વિચારનો સુશીલ યુવક છે.

થોડી વારે તે દાદરનાં પગથીયાં ચડીને એક વિશાળ દિવાન-ખાનાના દ્વાર સમીપ આવીને ઊભો. આશ્ચર્ય સાથે તેણે જોયું કે દ્વાર બંધ હતું, ત્યારે અંદરથી એક મધુર કંઠનું ગાયન પૂરેપૂરા આલાપ સાથે ગવાતું શ્રવણગોચર થતું હતું. દિવાનખાનાનું દ્વાર ઉઘાડ્યા વિના જ અરૂણ તે મધુર ગાયન સાંભળતો ચુપચુપ બહાર ઊભો રહ્યો.

“ કહેને સખી ! કોણને ધરાવું પુષ્પમાળા ? ટેક.
“ યૌવનમદ સરિખડા સુગંધથી ભરી છે,
“ ઉજ્જ્વલ શુભ રંગથી મન મુગ્ધ કરી રહી છે,
“ પુષ્પપાંખડીઓ હાથમાં ચળી રહી છે,
“ હાય ! વખત જાય છે, સુકાઇ તે રૂહી છે !
“ કહેને સખી ! કોણને ધરાવું પુષ્પમાળા ? ”

આ મધુર આલાપ સાથેનું રસિક ગાયન સાંભળીને અરૂણ આનંદમુગ્ધ બની ગયો. ગાયનના ચિત્તરંજક ભાવને તેનું કવિહૃદય તુરત ગ્રહણ કરી શક્યું અને તે ગાનારીને તેથી કેટલો આનંદ થયો હશે તે તો અરૂણ જાણતો નહોતો, પરન્તુ ખુદ અરૂણને તો એમ લાગ્યું કે આ પદ્ય ખુદ સરસ્વતીદેવીનું રચેલું હશે અને કોઈ કિન્નરીજ તેનું ગાન કરી રહી હોવી જોઇએ. કાંઇક વિશેષ સાંભળવાને તે શાન્ત રીતે બહાર ઊભો રહ્યો ખરો, પરન્તુ એકાદ મિનિટ પછી એક ઉંડા નિઃશ્વાસ સિવાય બીજું કશું તેના સાંભળવામાં આવ્યું નહિ.

અરૂણ અંદર જવા માંગતો હતો, પરન્તુ દ્વાર બંધ હતાં અને માંહે કોઇ સ્ત્રી હતી એ તે જાણતો હતો, એટલે એકાએક સાહસ કરીને અંદર કેમ જવાય ? રજા સિવાય તો અંદર જઇ શકાય તેમ નહોતુંજ, પરન્તુ રજા કેવી રીતે લેવી તેની મુંઝવણમાં તે પડ્યો હતો, એવામાં તેની નજર વિજળીક ઘંટડીના બટનપર પડી. તેણે તુરત જ બટન દબાવ્યું અને માંહે ઘંટડીનો અવાજ થયો એ પણ તેણે સાંભળ્યો. થોડી વારે એક ચાકરડી બહાર આવી અને બોલી: “ તમે કોને મળવા માંગો છો ? ”

“ ઉષાને. ” અરૂણે જવાબ આપ્યો.

“ ત્યારે તમારૂં કાર્ડ લાવો. ” ચાકરડીએ કહ્યું.

અરૂણ ગભરાયો. પોતે એક બાળાને સાધારણ રીતે મળવા આવ્યો હતો અને તેમાં પોતાના નામના ‘ વિઝિટીંગ કાર્ડ ’ ની જરૂર પડશે એમ તેણે ધાર્યું નહોતું; આથી તે પોતાની સાથે કાર્ડ લાવ્યો નહોતો. તેણે જવાબ આપ્યો: “ હું કાર્ડ તો નથી લાવ્યો, પણ—”

“ બસ, તો થયું, હું ઉષા બ્હેનને ખબર આપું છે કે તમે કાર્ડ નથી લાવ્યા. ” એમ બોલતી ચાકરડી પાછી અંદર ચાલી ગઇ અને તેણે તુરત જ દ્વાર બંધ કર્યાં.

અરૂણ ગભરાએલા જેવો બહાર ઊભો રહ્યો. થોડી વાર થઇ. પોતાને કોઇ બોલાવવા આવ્યું નહિ. તે વિચારમાં પડ્યો. પુનઃ બટન

દબાવ્યું અને ઘંટડી વાગી. માંહેથી અવાજ અરૂણના કાને આવ્યો: "અરે, એ કોણ માથું પકવે છે?"

ચાકરડીએ જવાબ આપ્યો: "બ્હેન, એ તો કોઇ પુરૂષ તમને મળવા આવ્યો છે અને પોતાના નામનું કાર્ડ લાવ્યો નથી, કહો તો હું તેમનું નામ પૂછી આવું."

"હાય! હું કેટલાંક નામ સાંભળું? જા, તેમને પાછા કાઢ અને કહે કે હું તેમનું નામ સાંભળવા પણ ઇચ્છતી નથી!"

વિશેષમાં તુરત એક ઉંડો નિઃશ્વાસ પણ અરૂણે સાંભળ્યો. ઉષાનો આવો નિષ્ઠુર જવાબ સાંભળીને તે ખિન્ન થઈ ગયો. કાંઇક તિરસ્કાર પણ ઉપજ્યો, પરન્તુ તેના મધુર ગાયનની મોહિનીએ તે તિરસ્કારને દબાવી દીધો. ચાકરડીએ બહાર આવીને ઉષાનો સંદેશો અરૂણને સંભળાવ્યો. અરૂણ અવનત વદને પાછો ચાલ્યો. તેને મન તે બનાવ ઘણો અપમાનભર્યો હતો અને એક વાર એવું પણ થઇ ગયું કે ફરીથી ઉષાનું મ્હોં પણ જોવું નહિ: પરન્તુ તે દાદરનાં એકાદ-બે પગથિયાં ઉતર્યો નહિ એટલામાં અંદરથી બીજું ગાયન સાંભળવામાં આવ્યું. અરૂણ પગથિયાં ઉપર જ સ્થિર રહીને સાંભળવા લાગ્યો:—

"બહુ બહુ મૂર્તિ નિહાળી,
"રે સખી! બહુ બહુ મૂર્તિ નિહાળી! ટેક.
"રૂપ-સ્વરૂપ બહુ બહુ જોયાં,
"સાંભળીયાં બહુ નામ:
"બહુ વાતો સાંભળી રસહીણી,
"લાધ્યું ન ખરૂં પ્રેમઠામ! રે સખી!
"શું કરૂં ને ક્યાં જાઉં પ્રભુ ઓ,
"ભટકું કયે કયે સ્થાન?
"વન વન જોઉં, સ્થળ સ્થળ ભટકું;
"ઢુંઢું હું વસતી તમામ!" રે સખી!

આ ગીત સાંભળતો, તેના આલાપમાં મુગ્ધ બનતો અને રસિકતાનો આસ્વાદ ચાખતો અરૂણ શાંત રહ્યો, પણ થોડીવારે તે હસી

પડ્યો. ઉષાની રસિકતા અને હૃદયના ભાવની ઉત્તમતાને તે વખાણવા લાગ્યો અને તે સમજી ગયો કે ઉષાનાં એ ગાયનો પોતાની જાતને અનુલક્ષીને જ ગવાયાં છે. તેના તે અસંભવિત ભાવો અને વિચારોપર તેને તુચ્છતાથી હસવું આવ્યું. પોતાના અપમાનને માટે તેને માઠું લાગ્યું હતું, તેના અસંભવિત વિચારો તુચ્છ લાગ્યા હતા; —છતાં કોણ જાણે શાથીએ અરૂણના અંતરનો ભાવ ઉષાપરથી ઓછો થયો નહોતો. વળી એકાદ વધારે ગાયન સાંભળવાની આશાથી તે ઊભો રહ્યો, પણ નિરર્થક.

અરૂણ સુરતની નાગરી ન્યાતમાં ઉંચા ખાનદાનનો એક યુવક હતો. હજી ગયે વર્ષે જ મુંબઇ યુનિવર્સિટિની બી. એ ની પરીક્ષા બીજી ભાષા તરીકે સંસ્કૃત લેઇને તે પસાર થયો હતો. સંસ્કૃત સાહિત્ય ઉપરનો તેનો પ્રેમ અનુપમ હતો અને તે પરના વિશેષ પ્રેમનુ કારણ તો એ હતું કે કાલિદાસ અને બાણ કવિના ગ્રંથોએ તેના હૃદયનું બેહદ આકર્ષણ કર્યું હતું. કાલિદાસની કવિતાના ભાવો પાછળ અને કાદંબરી ના સૌંદર્યનાં વર્ણનો પાછળ તે કેવળ મુગ્ધ જેવો બની ગયો હતો. કાદંબરી, મેઘદૂત, શકુંતલા અને રઘુવંશ તો તેણે પચીસ વાર વાંચ્યાં હતાં, પણ તેમાંનો રસ પીતાં તે ધરાયો નહોતો. આ રસિકતા અને અભ્યાસે તેના હૃદયમાં કવિતાને જાગૃત કરી હતી. હૃદયના ઉદ્‌ગારરૂપ ભાવાત્મક કવિતાઓ લખવાનો તેનો શોખ છેલ્લાં પાંચ વર્ષથી એક સરખો ચાલ્યો જતો હતો. કોલેજના હોસ્ટેલમાં જ્યારે તે રહેતો, ત્યારે ઘણી ઘણી વાર રાત્રે બહાર ચોગાનમાં એક ખુરશીમાં પડ્યો પડ્યો ચંદ્ર અને તારાઓનું નભોમંડળમાં ખીલી રહેલું સૌંદર્ય તે નિહાળતો, તે વિષે શીઘ્ર કવિતાઓને મુખમાં સ્ફુરાવતો અને મધુરૂં મધુરૂં ગાતાં, સૃષ્ટિના સાંદર્યનો રસ પીતાં તે આખી રાત જાગરણમાં વીતાડી દેતો! કોઇ વાર પ્રભાતમાં તે વહેલો ઉઠતો અને એકલો બહાર ચાલ્યો જતો. કોઇ વૃક્ષાવલિમાં, જઇને એકાદ ઘોર ઘટા વિસ્તારી રહેલા વૃક્ષ નીચે તે બેસતો અને ત્યાંથી

સૂર્યોદયની લીલા તે જોતો, હળ હાંકતા ખેડૂતોનાં પ્રભાતીયાં સાથે બળદને હાંકનારાં ડચકારાં સાંભળતો અને જાગૃત થતાં પક્ષીઓના કિલકિલાટને મગજમાં ભરી તેનું સ્ફુરણ મુખમાંથી કવિતા દ્વારા સ્ફુરાવતો. આવી રસિકતામાં મગ્ન બનવાનું હોય તો તેને ખાવાનું, પીવાનું કે ઉંઘવાનું પણ ભાન રહેતું નહિ. આથી અરૂણનું ચિત્ત અભ્યાસની બહારની બાબતો તરફ વધારે રહેતું, તથાપિ તે એટલો ઉદ્યમી અને ખંતીલો હતો કે જ્યારે તે અભ્યાસનું પુસ્તક વાંચવા બેસતો ત્યારે બીજું સઘળું ભૂલી જઇને અભ્યાસમાં લીન બનતો. કવિતા, વાર્તા અને નાટકોના શોખમાં ઉછરતા આજકાલના કેટલાક યુવકો જ્યારે પોતાની તરંગી કલ્પનાઓને વશ બનીને આળસમાં વખત ગાળે છે, ત્યારે અરૂણ પોતાના ફુરસદના વખતને મિત્રો સાથેના ટોળટપ્પામાં નહિ ગાળતાં આવી બાબતોમાં ગાળતો. આથી જ્યારે અરૂણ બી. એ. ની પરીક્ષામાં પાસ થયો, ત્યારે તે એક રસિક કવિ પણ બની ગયો હતો અને તેથી જ્યાં જ્યાં રસ કે સૌંદર્યનો પ્રતિભાપૂર્ણ વિકાસ તેની નજરે પડતો ત્યાં ત્યાં તેના મનનું, આંખોનું અને કાનનું આકર્ષણ થયા કરતું હતું !

## પ્રકરણ ૨ જું.

### ભાનુશંકર અને બાલાશંકર.

ઉષાના પિતા ભાનુશંકર એક વૃદ્ધ પેન્શનર હતા. ઉષા તેમની એકની એક લાડકવાઇ પુત્રી હતી અને અત્યારે તેનું વય સત્તરેક વર્ષનું થવા આવ્યું હતું, તથાપિ તે કુંવારી હતી. ભાનુશંકર ઉષાને માટે યોગ્ય પતિ ખોળી કાઢવાને ઘણા વખતથી મુંઝાતા હતા. કેટલાક યુવકોને તો તેમણે પસંદ પણ કર્યા હતા, પરન્તુ ઉષાની પસંદગીને પાત્ર તે બનતા નહોતા ! તેમની ન્યાતના જોર બાલાશંકર ઉષાના

વેવીશાળને માટે ભણેલા અને સુધરેલા યુવકોને ઘણીએ વાર શોધી લાવેલા, પણ કોઈ રીતે ચોકઠું બેસતું નહોતું તે જોઇને હવે તો તે પણ કંટાળ્યા હતા. આજે બાલાશંકરે આવતાં વાંત જ ભાનુશંકરને કહ્યું: "ભાનુશંકરભાઇ! હવે તો હું થાકી ગયો છું! અત્યારસુધી તો મારા મનમાં એમ હતું કે આપનું કામ મારે ગમે તેટલી મહેનતે પણ કરી આપવું, પરન્તુ હવે હું હિંમત હારી ગયો છું."

"હશે, બાપુ! તેમાં તમારો કશો વાંક નથી. મારો રૂપિયો ખોટો, તેમાં હું તમને શો દોષ દઉં?"

"ભાઇસાહેબ! મેં તે વખતે જ તમને નહોતું કહ્યું કે આ તમારા ચાળા અમારી જુના જમાનાની નજરે કાંઇ સારા દેખાતા નથી! પણ તમે તો તે વખતે કશું સાંભળતા જ નહિ. અત્યારે હવે તમને તમારી ભૂલનું ફળ વેઠવું પડે છે. અરે, જગતમાં શું કોઇને છોકરી નહિ હોય? અને છોકરીપર પિતાનું હેત પણ નહિ હોય? પણ તમારી તો કાંઇ રીત જ જૂદી! ભાનુશંકરભાઇ! જુના વખતથી ચાલી આવેલી રીતમાં એકદમ ઉથલપાથલ કરવી એથી કાંઈ ભલું થતું નથી!"

"ભટજી! એ વાત હવે જવા દો! મને તો તે વાત તરફ પણ હવે કંટાળો આવે છે."

"ખરૂં છે, કંટાળો આવે તેવી જ એ વાત છે. હું તો કહું છું કે તમે પુત્રીને ભણાવો, ભલે ઘણી ખુશીથી ભણાવો અને ઉંચામાં ઉંચું શિક્ષણ આપો. શું પુરૂષ કે શું સ્ત્રીને ખરા અને ઉંચા શિક્ષણથી તો લાભ જ થવાનો અને તેમનું કલ્યાણ થવાનું! પણ શિક્ષણ આપવાની તમારી તો રીત જ કાંઇ વિલક્ષણ! તમારાં પત્ની ગંગાબાઇ તો પાંચ સાત ચોપડી ભણ્યાં હતાં, પણ તમે ઉષાને તો કેવળ મડમ બનાવી મૂકી છે! ગાવું-બજાવવું અને વિશેષમાં નાચવાનું શીખવતાં પણ તમે પાછું વાળી જોયું નહિ! આ તે કાંઇ રીત કહેવાય, ભાઇ સાહેબ?"

"ભટજી! આ કાંઇ બહુ ભણાવ્યાનું પરિણામ છે એમ તો નહિ કહી શકાય. ઉંચા શિક્ષણથી વિભૂષિત થએલી કેટલીએ સ્ત્રીઓ ખુદ

અમારી જ ન્યાતમાં પોતાના વિનયાદિ સદ્ગુણોથી ભૂષણરૂપ લેખાય છે. પણ હવે એ વાત જવા દો ! જે થયું તે થયું ! ”

“ એમ કેમ ? ઉષાને તમે કૉલેજમાં મોકલવાનો નિશ્ચય કર્યો હતો, તે પહેલાં શું મેં તમને તેમ કરવાની ના નહોતી કહી ? ”

“ ભટજી ! પણ એમાં મારો શો ઇલાજ ? તે વખતની મારી પોતાની સ્થિતિ જ દયાજનક હતી. નાની ઉષાને અને મને એકલાં મૂકીને મારી પ્રિય પત્ની મરણ પામી, ત્યારથી મારૂં જીવનસર્વસ્વ એ એકની એક ઉષા હતી. મારા જીવનનો આધાર એક ઉષા જ હોઇને મારા સર્વ પ્રેમનું સ્થાન એ પુત્રી થઇ પડી હતી. તે જે કાંઇ કહેતી તે પ્રમાણે મુંગા મુંગા કર્યે જવાને જ મને તેના તરફનો પ્રેમ દોરતો હતો. વિશેષ પડતાં લાડથી તે ગુમાની બનતી જતી હતી અને બગડતી જતી હતી એ હું જાણતો હતો, તોપણ એ માતૃહીન પુત્રીની મરજીને કોઈ પણ રીતે ઉથાપવાનું સાહસ હું કરી શકતો નહિ. મારી ઉષા કોઈ સારો વર મેળવવાને ભાગ્યશાળી થાય તેટલા માટે તેને ગુજરાતી ભણાવી રહ્યા પછી મેં અંગ્રેજી ભણાવવા માંડ્યું. તેની ચંચળતા અને ગ્રહણશક્તિને લીધે તે મેટ્રિકમાં પાસ થઇ. એટલેથી જ તેને વધારે ભણતી અટકાવવાનો મારો વિચાર હતો, પરન્તુ ઉષાના મામાએ પોતાની પુત્રીને કૉલેજમાં દાખલ કરી અને તે સાથે ઉષાને પણ કૉલેજમાં મોકલવાનો તે મને આગ્રહ કરવા લાગ્યા. ”

“ બીજાઓ તો આગ્રહ કરે, પણ આપણે આપણા બાળકનું હિત વિચારવું કે નહિ ? ” બાલાશંકરે કહ્યું.

“કેળવણીમાં તેનું હિત સમજીને જ મેં તે આગ્રહને કબૂલ રાખ્યો હતો, પણ કૉલેજના શિક્ષણથી ઉષાનું મગજ આટલું બધું ભ્રમી જશે તેનો મને સંકલ્પ પણ નહોતો. મેં તેમનો આગ્રહ સ્વીકાર્યો અને ઉષાને મેં મુંબઈમાં તેના મામાને ત્યાં જ મૂકી. સ્ત્રીઓને મ્યુઝીક—સંગીતનું જ્ઞાન આપવાની અગત્ય છે એવો ઉષાના મામાનો મત હતો એટલે તેમણે પોતાની પુત્રીની સાથે સાથે ઉષાને પણ તે જ્ઞાન

આપ્યું. તેમાં મારી સંમતિની રાહ પણ તેમણે જોઈ નહિ. ઉષાના મામા મુંબઇના સારા વકીલોમાં લેખાતા હોવાથી તેમને ત્યાં રોજ રોજ નાટકના મુફ્તીયા પાસ આવે, એટલે એ ભાઇ નાટક જોવાના શોખીન બનેલા અને તેમની સાથે સાથે એ બન્ને છોકરીઓને પણ નાટકનો છંદ લાગ્યો ! પછી ઉષાના મામાએ તો પોતાને ગામ જઇને પોતાની પુત્રીને પરણાવી દીધી; અને હું ઉષાનો અભ્યાસ એટલેથી અટકાવીને તેને અહીં લાવ્યો. તેના વેવીશાળની તજવીજ મેં અહીં કરવા માંડી, પણ મને તો જણાયું કે નાટકો જોઇને તથા વાર્તાઓ વાંચીને ઉષાનું મગજ કેવળ ભ્રમિત બની ગયું છે ! તે તો એવી જ હઠ લેઇને બેઠી કે, બસ, મારે પરણવું જ નથી ! તે દિવસે તમારી સમક્ષ તેને બહુ બહુ સમજાવી ત્યારે તેણે એટલું કબૂલ કર્યું કે મને પસંદ પડતો પતિ મળશે તો હું પરણીશ ! પણ હવે તમે જુઓ છો કે તેને કોઇ જ પસંદ પડતું નથી ! ખરેખર, તે નહિ પરણવાના જ ચાળા છે !"

ભટજી નાક ફુલાવતા અને ક્રોધ દર્શાવતા બોલ્યા: "અરે, ન કેમ પરણે ? છોકરી નહિં પરણે અને તમે કપાળે હાથ દઇને બેસી રહેશો ?"

"ત્યારે હું શું કરૂં ? મેં તો એ છોકરીથી હાથ જોડયા ! ભલા ભગવાન્ ! મને તો તે એક શબ્દ પણ બોલવા દેતી જ નથી !"

"હાય હાય ! ભાનુશંકરભાઇ !" ભટજી અંતરનો સંતાપ દર્શાવતા બોલ્યા: "તમે આવા નાહિંમત કેમ બની ગયા છો ? આપણી છોકરી હઠ લેઇને બેસે અને આપણે તેનું સાંભળીને બેસી રહીએ ? હિંદુનો અવતાર રહ્યો, તે છોકરીને પરણાવ્યા વિના ચાલે જ કેમ ? નવલકથાઓ અને નાટકો વાંચવાથી ઘણાંએ જુવાન છોકરા છોકરીઓ તરંગી બની જાય છે ! 'અમારે પરણવું જ નથી' એવી હઠ પકડી બેસનારા છોકરાઓ પણ આજકાલ તો બહુએ નજરે પડે છે ! કોઇને 'કુમુદ' જોઇએ છે તો કોઇને 'કુસુમ' જોઇએ છે ! કોઇને તો ગુણસુંદરી જેવી ઘેર અભ્યાસ કરીને વિદુષી બનેલી સ્ત્રી જોઇએ છે !

અરે ભાઇસાહેબ ! શું કહું ? આજકાલ તો એવો પવન વાયો છે કે કેટલાક જુવાનીઆઓને પોતાની પત્નીઓનાં જૂની ઢબનાં નામ પણ ગમતાં નથી અને તેથી તેઓ તેમાં ફેરફાર કરી નાંખવાને અધીરા બની જાય છે! આ બધાનું ઓસડ શું તે તમે જાણો છો?"

"ના, કહો જોઇએ!"

"નહિ પરણવાની હઠ લેઇ બેસનારાંઓને જબરદસ્તીથી પરણાવી દેવાં ! એક વાર લગ્ન થયું કે સૌ પોતાના ભાનમાં આવે છે ! ખરે, એવા દાખલા બન્યા છે કે પહેલાં જેઓ પરણવા ઇચ્છતાં જ નહોતાં અને 'લગ્ન' શબ્દ સાંભળીને મ્હોં મરડતાં હતાં તેઓ જ પરણ્યા પછી પોતાના પતિ કે પત્ની પાછળ ગાંડાં ઘેલાં બની ગયાં છે ! હું તો ખરૂં કહું છું ભાનુશંકરભાઇ ! ત્યારે ઘેર ઘેર કુમુદ, કુસુમ અથવા સરસ્વતીચંદ્ર કે વિદ્યાચતુર તે ક્યાંથી મળે? માટે તમે પણ ઉષાને એકાદ સારૂં સ્થળ જોઇને સત્વર પરણાવી દો !"

"હા, પણ એ મૂર્ખી પોતે ના કહે અને મારી પણ શરમ નહિ રાખતાં મારી સામે વકીલાત કરવા બેસે, પછી શું હું એને હાથ-પગ બાંધીને પરણાવું ? જે કોઈ એને જોવા આવે છે તેને તો તે પસંદ પડે છે પણ ઉષાને પોતાને તે વર પસંદ પડતો નથી ! શી ખબર તેને કેવોએ દેવ–ગાંધર્વ પતિ જોઇએ છે તેની કશી સમજ પડતી નથી! જ્યાં કોઈ તેને જોવા આવે છે, ત્યાં તે એકાએક સંતપ્ત બની જાય છે, એટલું જ નહિ પણ જોવા આવનારને મ્હોંએ મ્હોં કહી દે છે કે હું તમને પરણવા ઇચ્છતી નથી ! એક વાર તો તે એવું પણ બોલી ગઈ કે જો કોઇ તેને જબરદસ્તીથી પરણાવશે તો તે કટારી ખાઇને આપઘાત કરશે ! "

"હં, હં, નાટકમાં કટારી ખાઇને આપઘાત કરનારી સ્ત્રીઓના આચરણની એ અસર."

"તેના મનમાં શું ભર્યું છે તેનો મને તો કશો પત્તો જ લાગતો નથી. કેશકલાપને છૂટો મૂકીને ઉઘાડે માથે એક ઘેલી છોકરીના પેઠે

તે આખા ઘરમાં ફર્યા કરે છે. ફરતાં ફરતાં તેના મ્હોંમાંથી એકાદું ગાયન તો ચાલતું જ હોય અને કોઈ કોઇ વાર તો હાથમાં ફીડલ લેઇને ગાતી-બજાવતી ફરતી પણ તે જોવામાં આવે છે ! આ પ્રમાણે તે આખો દિવસ ફરવામાં અથવા પુસ્તકો વાંચવામાં અને ગાવા-બજાવવામાં ગાળે છે. કોઇ કોઇ વાર વાંચતાં વાંચતાં તેની આંખમાંથી અશ્રુ વહી નીકળે છે, કોઇ વાર હર્ષના ઊભરાથી તેનું મ્હોં ઉજ્જવલ દેખાય છે, તો કોઈ વાર અરીસાવાળા કબાટની સામે ઊભી રહીને અને તેમાં પોતાનું પ્રતિબિંબ નિહાળીને તે બડબડતી હોય છે !"

"પણ તેનો કશો ઉપાય તમે કર્યો કે નહિ ?"

"તેની આ ટેવ છોડાવવાને મેં મારી ભાણેજ સુશીલાને મારે ત્યાં લાવીને રાખી. સુશીલા ઉષાની અંતરની સખી હોવાથી તેના ઉપદેશથી ઉષા સુધરશે એવી મારી ખાત્રી હતી. સુશીલા પરણેલી છે. તેનો પતિ કોલેજમાં પ્રોફેસર છે. મારી ઉષાને સારો ઉપદેશ આપીને ઠેકાણે લાવવાને બદલે સુશીલાએ તો ઉલટી તેને તદ્દન ભાનવિનાની બનાવી મેલી ! સુશીલા પણ ઉષાના જેવી જ અર્ધગાંડી હશે એવું હું ધારતો નહોતો, પણ તે તેના જેવી જ જણાઇ ! જુઓ ભટજી ! એ તો પરણેલી છે, છતાં તેવી જ રહી ! શી ખબર આવું ગાંડપણ ક્યાંથી આવતું હશે ? આમ મારા તો ભોગ મળ્યા છે ! મારા ઘરમાં કોઇ સમજુ વયોવૃદ્ધ બાઇ માણસ રહ્યું નહિ, એટલે આ બન્ને છોકરીઓનો ખેલ બગડી ગયો !"

કોઇ ઉંડા વિચારમાંથી જાગ્યાની પેઠે મ્હોં કરીને બાલાશંકર ભટ્ટ બોલ્યાઃ "ભાનુશંકરભાઇ ! તમારી ઉષાને કાંઇ ગાંડપણ તો નથી આવ્યું ? ચિત્તભ્રમ તો નથી થયો ?"

"ના. ગાંડપણથી કે ચિત્તભ્રમથી તેનું માથું ફરી ગયું હોય તો ખાવાપીવામાં અને બોલવાચાલવામાં પણ તે ગાંડી દેખાય; પણ તેવું કશું નથી ! ઉલટું તેને લીધે હું ગાંડો બની ગયો છું ! ભલા ભગવાન્ ! મને હવે મોત આવે તો સારૂં કે જેથી આ દુઃખ જોઉં નહિ

અને બળું નહિ! પુત્રીપર વધારે—હદ બહાર પ્રેમ કરવાનું પ્રભુ મને આ ફળ આપે છે, ખરેખર!"

"પણ ઉષાને કોઇ વૈદ્ય ડાક્તરને બતાવી છે? તેની મસ્તકપરીક્ષા કરાવી છે?"

"અરે હા ભાઇ હા! તે પણ હું તો કરી ચૂકયો છું. વૈદો કહે છે કે તેના નખમાંએ રોગ નથી અને ડાક્તરો કહે છે કે તેનું મગજ નબળું પડી ગયું છે માટે કાંઇ ટૉનિક દવાઓ ખવરાવો! પચાસ રૂપિયાની ટૉનિક દવાઓ પણ ખવરાવી, પણ કશો પત્તો ન મળે! મસ્તકપરીક્ષા કરનારો કહે છે કે બહુ નાજુક લાગણીવાળી છે. હવે એક બહુ ડાહ્યા માણસને મેં તેને સુધારવા માટે તસ્દી આપવાનું ધાર્યું છે."

"તે કોણ?"

"પેલા રા. બા. નાનાલાલનો નાનો પુત્ર અરૂણ જે હમણાં જ ગ્રેજ્યુએટ થયો છે તેને તમે ઓળખો છો ને? તેની ઇચ્છા ઉષાને પરણવાની છે. ઉષાના મગજની તરંગી સ્થિતિની વાત અરૂણને કાને ગએલી પણ ખરી, તોપણ તે પોતાના વિચારમાંથી ડગ્યો નથી. તેણે ઉષાને બહુ વાર જોએલી પણ પરિચય નહિ. મેં તેને ધીરેથી સમજાવ્યું કે તમે ઉષાની સાથે વાતચીતનો પરિચય પાડો અને જેવી તે ભણેલી છે તેવા તમે પણ ભણેલા અને વિદ્વાન્ છો તો તેના મગજને અનુકૂળ રહીને તેના વિચારો ફેરવી તેનું મન સંપાદન કરો. પોતાની બુદ્ધિ અને હિંમતના ભરોસાપર તેમણે આ કામ માથે લીધું છે અને આજે તે ઉષાને પહેલવહેલો મળવા પણ જનાર હતાં. હું ઘરમાં હોઉં અને ઉષાને તે મળવા આવે, કદાચ ઉષા શરમાય, એમ ધારીને આજથી મેં મારી બેઠક પણ બદલાવી છે. શું કરૂં ભટજી? કોઇ રીતે ઉષા ઠેકાણે પડે તે માટે આ બધું કરવું પડે છે!"

"સારૂં, સારૂં, એમ કરતાંએ તે પરણે એટલે બસ. હં, હવે હું જઇશ." ભટજી ઊભા થયા અને જવા લાગ્યા, એવામાં અરૂણ ત્યાં આવી પહોંચ્યો. ભટજી જતાં જતાં અટકયા અને અરૂણ તરફના સમાચાર જાણવાને અધીરા થયા.

---

# પ્રકરણ ૩ જું.

## નિરાશ અરૂણ.

ભાનુશંકરની સઘળી આશાઓ હવે અરૂણના પ્રયત્ન ઉપર અવલંબી રહી હતી, તેથી અરૂણને જોતાં જ એમના મુખમાં આનંદનું સ્મિત ફરકી રહ્યું. અરૂણને આવકાર આપતાં તેમણે કહ્યું: "કેમ, મી. અરૂણરાય ! શા સમાચાર છે ?" પરન્તુ એ પ્રશ્ન પૂછતાંની સાથે ભાનુશંકર ડોસાની આંખોએ અરૂણના વદન ઉપર છવાઇ રહેલી વિષણ્ણુતા તત્કાળ જોઇ લીધી. સુંદરી ઉષાના સૌંદર્યે, તેના સંગીતે તથા તેની વિદ્વત્તાએ અરૂણને સારી રીતે આકર્ષ્યો હતો અને વસ્તુતઃ તેનું ચિત્ત અસ્થિર બન્યું હતું; પરન્તુ તેનું અહંકારિત્વ અરૂણના હૃદયને દંશ દેતું હતું. ઉષાનો તે અવગુણ વિસરી જવાને અરૂણનું મન પોતાને બહુ સમજાવતું હતું, પરન્તુ તે અવગુણ તથા પોતાનું અપમાન તેનાથી વિસરી જવાતુંએ નહોતું અને ઉષા ઉપરનો અનુરાગ ત્યજાતોએ નહોતો ! અરૂણ પોતાના હૃદયની આ દ્વિધા સ્થિતિની વાત કોને કહે ? ભાનુશંકર જેવા વૃદ્ધ જનની પાસે પોતાના હૃદયની વાત જરા પણ સંકોચ વિના કહી દેવી એ અશક્ય હતું અને તે સાથે પોતા જેવા રસિક કવિને ઉષા જેવી રસિક, સુશિક્ષિત અને સંગીત-પ્રિય પત્નીનો યોગ મળે એ પણ અશક્ય જેવું હતું; પણ કરવું શું? અરૂણના હૃદયમાંથી દ્રવતું પ્રેમનિર્ઝર ઉષાને મન કશીએ વિસાતમાં નહોતું અને તેણે તેનું મુખ પણ જોયું નહિ—અરે, તેનું નામ સાંભળવાની પણ પૂરી દરકાર કરી નહિ ! ખરેખર, અરૂણ આથી નિરાશ બની ગયો હતો. તેના નિરાશાસૂચક વદનને જોઇને ભાનુશંકરે અનુમાન કર્યું કે કાંઇ સારા સમાચાર ભાસતા નથી. તુરતમાં અરૂણ તરફથી પોતાના પ્રશ્નનો ઉત્તર નહિ મળવાથી તેમણે પુનઃ પ્રશ્ન કર્યો: "કેમ, શા સમાચાર મળ્યા ?"

" કાકાસાહેબ ! આપની પાસે હું એક બાળક શું બોલું? પણ ઉષાવતીની પાસે મને ન મોકલ્યો હોત તો જ વધારે ઠીક હતું. મારી જીંદગીમાં મારૂં આવું અપમાન કોઇ પણ દિવસ થયું નહોતું."

" તેણે તમારૂં અપમાન કર્યું કે? હત્! પણ શું થયું તે તો જરા કહો!"

" હું ગયો ત્યારે દિવાનખાનાનું દ્વાર તો બંધ હતું. મે ઘંટડી વગાડીને અંદર જવા માંગ્યું તો ચાકરડીએ મારી પાસે મારા નામનું કાર્ડ માંગ્યું. હું કાર્ડ લેઇ ગયો નહોતો અને મ્હોંએથી મારૂં નામ સાંભળવાની તેણે પોતાની અનિચ્છા જણાવી! હું જેવો ગયો તેવો જ પાછો આવ્યો!"

ઉષાનું આ નવું ચીટક સાંભળીને ભાનુશંકર ડોસા વિચારમાં પડી ગયા. બાલાશંકર ભટ્ટ તો હોઠે આંગળી અડકાડીને સઘળું સાંભળી જ રહ્યા! થોડી વારે ભાનુશંકરે કહ્યું: " જુઓ, મી. અરૂણરાય! તમે જરા પણ ગુસ્સે થશો નહિ. મારી ઉષા ભણેલી છે, ચતુર છે, પણ તેના તરંગો કોઇ એવે માર્ગે વળી ગયા છે કે મારૂં દુર્દૈવ ઉભરાઇ નીકળ્યું છે, એમ કહી શકાય. તેને જો કોઇ ખરે માર્ગે વાળે તો તે દેવ જેવી ડાહી છે. હવે સાંભળો; તમારો અને મારો આપ્તસંબંધ લક્ષમાં રાખીને આ માટે તમે જરા પણ માઠું લગાડશો નહિ. એક વાર જો કોઇ પણ રીતે તમારૂં તેની સાથે લગ્ન થાય, તો પછી તે ઠેકાણે આવ્યાવિના નહિ રહે."

બાલાશંકર ભટ્ટ તેમાં ટાપશી પૂરતા બોલ્યા: " ખરેખર, ઉષાનો એ પ્રકારનો અવિવેક ઓછી સમજણનું પરિણામ છે. કોઇ કોઇ વાર ભણેલા પુરૂષોનાં ભેજાં પણ ચક્રમ બની ગયેલાં નથી જોવામાં આવતાં? તો પછી ઉષા તો એક બાળક કહેવાય."

અરૂણ બોલ્યો: " નહિ, નહિ, કાકાસાહેબ! મને કાંઇ ગુસ્સો ચડયો નથી; માત્ર મારા મનને તેથી કાંઇક કલેશ થયો."

"હશે, તે હવે ભૂલી જાઓ. મારો અને તમારો સંબંધ વિચારીને તે વાતને મનમાંથી કાઢી નાંખો. તમે જો નિરાશ ન બનો તો હું તો કહું છું કે હું કોઇ પણ ઉપાયે ઉષાને તમારી સાથે જ પરણાવીશ અને પછી તમે તેને તમારી લાયકીના પાસથી સુધારી શકશો."

ભટ્ટજી બોલ્યાઃ "ખરૂં છે. લગ્ન થયા પછી તો સ્ત્રીપુરૂષોના અનેક અસાધ્ય રોગો પણ સારા થઇ જાય છે."

"હં હવે, મી. અરૂણરાય!" ભાનુશંકર બોલ્યાઃ "મારે તમને જે કાંઈ કહેવાનું છે તે એટલું જ કે તમારા આ અપમાનથી તમારે નિરાશ ન થવું. બે ચાર દિવસમાં તમારા મેલાપને માટે વળી હું કાંઇ બીજી જ ગોઠવણ કરીશ. વારૂ, પણ તમારા મોટા ભાઈની સંમતિને માટે—"

"એ વાત તો પછી થઇ પડશે; હમણાં તેમને કશું કહેવાની જરૂર નથી."

"વારૂ, બહુ જ સારૂં. જ્યારે તમે હા કહેશો, ત્યારે એ વાત હું તેમને કાને નાંખીશ. વાહ, શું યોગ્યતા? ભટ્ટજી! જેવા રા. બા. નાનાલાલ મોટા મનના અને નિઃસ્પૃહી હતા, તેવા જ આ એમના પુત્ર છે! જુઓ, પોતાના અપમાનને પણ તે કેવી રીતે ગળી ગયા?" ભાનુશંકર કાંઈક આનંદમાં આવતાં બોલ્યા.

"ભાનુશંકરભાઇ! પાશ્ચાત્ય કેળવણી પામેલાઓમાં તો આવાં રત્નો વિરલા જ હોય છે. નાનાલાલભાઇની યોગ્યતા હું ક્યાં નથી જાણતો? તેમનો જ એ ગુણ તેમના પુત્રમાં ઉતરે તેમાં શી નવાઈ?"

"ત્યારે હવે હું રજા લઉં છું." અરૂણ ઉઠતો ઉઠતો બોલ્યો.

"જરા દૂધ આવે છે તે પીને જાઓ."

"નહિ, નહિ, ખાવાનું પીવાનું હું વખતસર જ લઉં છું, એટલે હવે અત્યારે મને માફ કરો."

ભટ્ટજી ટકોર કરતા બોલ્યાઃ "હા ભાઇ હા, જુઓ, આ આજકાલનું નવું હિંદુસ્તાન! મારા દાદા ચાર બ્રહ્મભોજનમાં જમી

આવીને ચાર ઠેકાણેથી દક્ષિણા લેતા, અને બધે ઠેકાણે થોડું થોડું જમીને જજમાનનું મન રાખતા, તોપણ નીરોગી રહેતા અને આજના જુવાનીયાથી દૂધનો એક પ્યાલો વધારે પીવાય તો અજીર્ણ થઇ જાય છે !"

અરૂણ મન્દ સ્મિત કરતો કરતો ઉઠયો અને ચાલ્યો ગયો. ભાનુશંકર ડોસા હર્ષ અને શોકની મિશ્ર લાગણીનો અનુભવ કરતા ઉષાના બેસવાના ઓરડા તરફ ચાલ્યા.

## પ્રકરણ ૪ થું.

### પ્રેમ-પંખિણીનું ગાણું અને રોણું !

ઉષાના હવાઇ વિચારો તેને પોતાને મન ઘણા જ સ્વાભાવિક લાગતા હતા. તેની દૃષ્ટિને આ આખું જગત્ વિલક્ષણ વિચારોવાળું અને 'હાઇપોક્રાઇટ' (દંભી) માલૂમ પડતું હતું. લગ્ન સંબંધી તેના વિચારો તો દરિયાપાર ગએલા હતા. તે માનતી કે 'લગ્ન' એ ખરા પ્રેમનો સંબંધ છે, તો તેમાં વડીલોએ વચ્ચે પડવાની અગત્ય જ શી છે? અને વડીલોએ પોતાની મરજી પ્રમાણેનો પતિ શોધવો એ જ કેવી મૂર્ખતા? કાંઈ વડીલોને તો તે પતિ સાથે જન્મારો ગાળવાનો નથી જ! તો પછી શામાટે તે વાત કન્યાની પોતાની મરજીપર સંપૂર્ણ રીતે મૂકી દેવામાં આવતી નથી? એવા પ્રશ્નો તેના મગજમાં હમેશાં ઉપસ્થિત થતા અને તેનો ઉત્તર તેનું પોતાનું મન એ રીતે આપતું કે "લોકો મૂર્ખ છે—અજ્ઞાન છે."

અત્યારે ઉષા એક મોટા અરીસાની સામે ઊભી હતી અને સાંજ પડવાનો વખત થતો હોવાથી બાગમાં ફરવા જવા માટે, મ્હોં પર જરા પાઉડર લગાવતી હતી! તેના છૂટા કેશને સમારતી તેની બ્હેન તથા સખી સુશીલા તેની પાછળ ઊભી હતી. ઉષાના વદનમાંથી એક ધીરૂં ધીરૂં ગીત ગિરિપ્રદેશમાં ઝરતા ઝરણની પેઠે વહેતું હતું:

*કેશકલાપ સમાર, સખી રી ! કેશકલાપ સમાર ! ટેક.
સુરભિ કુસુમની માળા ગુંથીને કર કંઇ વેણી વિહાર ! સખી રી.
અંગરાગ બહુ લેપ્યાં અંગે, જગવે કંઇ કંઇ વિકાર ! સખી રી.
અભિનવ વેશ ધર્યો અતિ સુંદર, ભોગી ભ્રમર વિણ હાય ! સખી રી.

છૂટા કેશનો અંબોડો બાંધતાં સુશીલા બોલીઃ "વાહ વાહ ! તારો આ અભિનવ વેશ બહુ મજાનો લાગે છે હં !"

ઉષા અંતરમાં અકળાતી હોય તેવી રીતે નિઃશ્વાસ નાંખતી બોલીઃ "બ્હેન સુશીલા ! હું તો આ અભિનવ વેશ ધારણ કરીને તપસ્વિની બની; પણ મારા વિરહાનળથી સંતપ્ત થઇને નિર્જન અરણ્યમાં, નદી–સાગરના તીરપર પોતાની મધુરી બંસીમાંથી વિરહસંગીત ગાનારો તે હૃદયવલ્લભ નવીન તપસ્વી ક્યાં છે ?"

"અંહં ! એની મને શી ખબર ? તપસ્વીની વાત તપસ્વિની પોતે જાણે ! હું કાંઇ 'મેન્ટલ ટેલીપથી' (માનસિક સંદેશવિદ્યા) શીખી નથી !"

"ત્યારે શું આ મારો તાપસીનો વેશ નિષ્ફળ જશે ? આ ગુંથેલી વેણી, આ સુગંધી સુદીર્ઘ કેશકલાપ, આ અંગરાગથી મર્દન કરેલું અંગ, આ ભગવાં વસ્ત્રો—"

"હં હં ! ભગવાં વસ્ત્ર ક્યાં વળી ? મારી આંખોને તો મજાની બદામી રંગની રેશમ સાડી જણાય છે !"

"છટ્ ! સુશીલા ! તું ખરેખર અરસિક છે ! હા, જોકે આ સાડી છે, પણ અત્યારે તાપસ વેશને યોગ્ય એવું આ ભગવું વસ્ત્ર છે એવી કલ્પના કરવાની છે !"

"ઠીક બાઇ ! એ વાત કાંઇ મારા લક્ષમાં નહોતી, પણ વારુ, તું તપસ્વિની બનીને ક્યાં જવા ચાહે છે ?"

ઉષા ઉત્તર આપતાં પોતાની સાડીને બે બાજુએથી પકડી, તેની તરફ સુશીલાની દૃષ્ટિનું આકર્ષણ કરતી ગાવા લાગીઃ

---

* ભરવી.

* " સખી રી ! તન ભગવાંથી ઢીપાવું. ટેક.
" પ્રેમિકની પાછળ થઉં જોગણ, પ્રેમની પંખિણી કા'વું,
" તરવર સરવર ઉડતી ફરૂં ને, પ્રેમતણાં ગીત ગાઉં;
" ગગનને ગાતી ગજાવું. તન.
" વનમાંહે જઇ વાસ કરૂં ને, નાથનું ધ્યાન લગાવું,
" ઇષ્ટાર્થે તપ આદરી બેસું, જ્યોત જ્વલંત જગાવું;
" પુરે પુરો પાઠ ભજાવું. " તન.

સુશીલા બોલી: " કેમ વીરૂ ? વનમાં જવા જેટલી તું કાંઇ વિરક્ત થઇ છે ? શું તને સંસારપર અભાવ આવ્યો છે ?"

ઉષા ભ્રૂકુટી ચડાવતી બોલી: " ઘેલી ! પ્રણયી જનોનું પ્રથમ મિલન તો નિર્જન અરણ્યમાં જ થાય છે તો ! જા, જા, આજસુધી તેં આટલાં બધાં નાટકો જોયાં અને વાંચ્યાં તે બધું પાણીમાં નાંખી દીધું! શાકુંતલમાં શકુન્તલાની અને દુષ્યન્તની પ્રથમ ભેટ વનમાં જ થઇ હતી. કાદંબરીમાં પુંડરીક અને મહાશ્વેતાનું મિલન પણ અરણ્યમાં જ થયું હતું."

" ખરી વાત, ખરી વાત ! " સુશીલાને હવે સાંભરી આવ્યું: " સૌભાગ્ય અને સુંદરીનું પ્રથમ નેત્રસંમિલન પણ તીર્થમાં ભરાએલા મેળામાં જ થયું હતું."

" અને શેક્સપીયરના નાટકમાં પણ તેમજ ! 'વીન્ટર્સ ટેઇલ'માં રાજપુત્ર અને તેની હૃદયવલ્લભાનું પ્રથમ મિલન અરણ્યમાં જ થયું હતું. કાદંબરીનો પ્રેમ પોતાના સ્વામી સાથે પહેલાં વનમાં જ બંધાયો હતો. બંકીમચંદ્રની તિલોત્તમા અને જગતસિંહનું મિલન પણ અરણ્યમાં એક મંદિરમા જ થયું હતું કે નહિ ? " એક નિઃશ્વાસ નાંખીને ઉષા આગળ બોલી: " પરન્તુ અરેરે ! મારો આ અભિનવ તાપસ વેશ અને મારો નવો જાગ્રત્ થતો અનુરાગ શું જળસિંચન વિના સુકાઇ જશે ? "

---

* હોરી.

"હા ! હા !" સુશીલા બોલી: "ખરેખર, ઉષા ! તારા હૃદયની સ્થિતિ જોઇને મારી આંખોમાં તો શ્રાવણ-ભાદરવો ઉભરાઈ આવે છે !"

"સુશીલા ! પિતાજી કહે છે કે લગ્ન કર !"

"બળ્યું બાઇ ! મામા તો હવે ઘરડા થયા એટલે ગતિ ગઇ એમ લાગે છે ! મને તો લાગે છે કે હજી ઈશુની પહેલી સદીના વિચારો તેમનામાં રહ્યા છે અને બીજા બધામાં ક્યારની વીશમી સદી આવી ગઇ છે ! એવું લગ્ન કરવું અને સ્ત્રીએ પુરૂષની દાસી થવું એ બરાબર ! પીઠી ચોળવી, વરઘોડા કાઢવા, ઢોલ વગડાવવા, એ તે શું કાંઇ લગ્ન છે?"

"અરે સુશીલા ! એ ઢોલનો કર્કશ નાદ સાંભળીને તો મારો જીવ ગભરાઇ જાય છે ! ક્યાં એ રાક્ષસી લગ્ન અને ક્યાં કાદંબરીમાં વર્ણવેલું 'રોમૅન્ટિક' લગ્ન ? અહાહા ! ક્લેરિનેટનો કિંવા વાંસળીનો મધુર સ્વર ચારે દિશાએથી ચાલ્યો આવતો હોય, કલકલ શબ્દ કરતી મંદ વહન કરતી નદીના નીરપર કિંવા સરોવરના તટપર નાયિકા બેઠેલી હોય, તેની પાછળ તેનો હૃદયવલ્લભ આવીને તેના ગળામાં હળવેથી ગુપચુપ ફુલની માળા પહેરાવતો હોય ! અહાહા !"

"અહોહો ! એ પ્રેમપ્રસંગનું યથાસ્થિત વર્ણન કરવું તો શક્ય જ નથી ! તે પ્રેમ એટલે કેવળ અનિર્વચનીય, અચિંતનીય, સ્વર્ગીય પ્રણય ! તેમાં કેવું અદ્‌ભુત કવિત્વ પરિપૂર્ણ ભરેલું છે? આસપાસ કોઇ નહિ ! કેવળ બે જણની ચાર આંખો જ એક બીજાની સામે લાગી રહી હોય છે ! પછી ઉંચેથી આકાશ પડે કે નીચેથી જળ પ્રલય ઉઠે, પણ એ બેના પ્રેમનિરીક્ષણમાં તો એક સરખી જ લગની ! સખી ઉષા ! હું જ્યારે કૉલેજમાં હતી, ત્યારે મારા પતિ અને હું બન્નેનો નેત્રમિલાપ પણ એવો જ મધુર હતો એમ મને સાંભરે છે ! અરે એક વાર કૉલેજના વિદ્યાર્થીઓએ નાટકનો જલસો કરેલો, તેમાં તે કીંગ જહૉનના નાટકમાં હ્યુબર્ટ બનેલા ! હું જોવા બેઠેલી, તે મને જુએ જુએ અને હસી જાય !"

"વાહ ! વાહ ! કેવો મધુર પ્રસંગ ? સખી ! આપણને પાંખો હોય અને આપણે ખરેખરી પ્રેમ-પંખિણીઓ જ બનીને આવા મધુર પ્રસંગોનો અનુભવ સ્થળે સ્થળે લેતાં તથા જોતાં ફરીએ તો કેવાં ભાગ્યશાળી લેખાઇએ ?"

"અહો ! તો પછી પૂછવું જ શું ? મેઘદૂતમાં વર્ણવેલો અતુલ વિરહાગ્નિ આપણને જરા પણ પ્રજાળી શકે નહિ !"

એટલામાં ઉષાનું ધ્યાન સામેના બારણા તરફ ખેંચાયું. ત્યાંથી અવાજ આવ્યો: "અરે છોકરીઓ ! તમે આ શું ગાંડપણ લેઈ બેઠીઓ છો ?" એમ બોલતા ભાનુશંકરે દીવાનખાનામાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### 'રોમૅન્ટિક' લગ્ન કેવું હોય ?

પિતાજીનો અપમાનસૂચક ઉદ્દ્ગાર સાંભળતાં જ ઉષાની ભ્રૂકુટી ચડી. પોતાના સખી સાથેના વિનોદની આડે આવનાર પિતાજી ઉપર તેને ક્રોધ ચડ્યો. તે એકદમ ભાનુશંકરની સામે જઇને બોલી: "અંહ ! પિતાજી ! આ શું ? આવા સુંદર સંધ્યાકાળમાં--

સુશીલા વચમાં પુરાઇ: "વાંસળીના સુમધુર-મંજુલ સ્વરને બદલે-"

ઉષાએ આગળ ચલાવ્યું: "'છોકરીઓ' અને 'ગાંડપણ' એવા તાલસૂર વિનાના અપમાનસૂચક શબ્દોનો ઉપયોગ ? બળ્યું રે એ તે શું ?"

"કેમ ઉષા ! આ શી ગરબડ માંડી છે ? જરા વિવેકી બનતાં શીખો !"

પિતાજીનો વિવેકી બનવાનો ઉપદેશ સાંભળીને ઉષાને નવાઇ લાગી. તે એમ માનતી હતી કે વિવેક એ શું તેની ખુદ પિતાજીને જ ખબર નથી, છતાં તે અત્યારે વિવેકી બનવાનો ઉપદેશ કરે છે ! તેણે આશ્ચર્ય સાથે પિતાજી તરફથી નજર ફેરવીને સુશીલા ભણી

જોયું. બન્નેની આંખો મળી અને ભાનુશંકર ડોસા બન્નેની નજરમાં મૂર્ખા જણાયા ! ક્ષણવારમાં બન્ને સખીઓ એક બીજાની સામે જોઇને ખડખડાટ હસી પડી !

છોકરીઓની આ ઉચ્છૃંખલતા જોઇને ભાનુશંકરને વસમું લાગ્યું. તે બોલ્યાઃ "કેમ, હું તમને શું કહું છું તે કાંઇ તમારી નજરમાં આવતું નથી ? તમારા કાન ફૂટી ગયા છે શું ?"

ઉષા બોલીઃ "પિતાજી ! સુશિક્ષિત સ્ત્રીઓની સાથે કેવી રીતે વાતચીત કરવી, તે પહેલાં તમે પોતે જ શીખો અને પછી અમને વિવેકનો પાઠ શિખવવા આવો !"

ઉષાના શબ્દો સાંભળીને ભાનુશંકરની જિહ્વા બંધ થઇ ગઈ. થોડી વાર મૌન રહીને, અંતરમાં ઉઠેલો સંતાપ એમનો એમ ગળી જઇને તે બોલ્યાઃ "આટલી ઉમરે તમે મને શું શિખવવા માંગો છો, છોકરીઓ ? શું તમે મારી મશ્કરી કરો છો ?"

ઉષા બોલીઃ "ના પિતાજી ! એમાં તમારી મશ્કરી કશી નથી."

"ત્યારે આજે પેલો તને મળવા આવ્યો હતો અને તેં તેને તારી પાસે કેમ આવવા દીધો નહિ ? તેના જેવો સુંદર, શ્રીમંત અને વિદ્વાન્ જુવાન પોતાની મેળે તારી પાસે આવ્યો અને તેં તેનું નામ પણ સાંભળ્યા વિના બહારથી ને બહારથી પાછો કાઢ્યો ? એ તે કાંઇ વિવેક કહેવાય !"

"પિતાજી ! તમે આ કોની વાત કહો છો, હું કાંઈ સમજતી નથી !"

"તું બિચારી શેની સમજે ! તારે કોઇની દરકાર હોય ત્યારેને ? એવા સોના જેવા સદ્‌ગુણી જુવાનનું તેં અપમાન કર્યું ! તેનામાં તેં શું ગુણહીનતા જોઇ ? તારા કરતાં તો તેણે બે પરીક્ષા વધારે પસાર કરી છે ! તેની સાથેનું લગ્ન તું ઇચ્છતી નથી ત્યારે તેનાથી સારો વર હું ક્યાંથી શોધી કાઢવાનો હતો ?"

"અરે ઉષા ! આ તો પેલી જુની પુરાણી વાત-તારા લગ્નની જ તો !" સુશીલા ખડખડ હસતી બોલી.

ભાનુશંકર બોલ્યાઃ "સાંભળ ઉષા! આજસુધી તને માઠું લાગે એવો એક પણ શબ્દ મેં તને કહ્યો નથી, તેથી મનસ્વી બની જઇને તું નવા નવા રંગ–ઢંગ શીખી છે! પણ હવે હું તે ચાલવા દેનાર નથી!"

"પિતાજી! આજે તમારૂં મગજ કાંઈ ઠેકાણે નથી! પહેલાં તમે એક વાર શાન્ત થાઓ પછી તમારે જે કાંઇ કહેવું હોય તે કહો, એટલે હું તે સાંભળી લઇશ. આ હેમંત ઋતુની મધુરી સંધ્યાને સમયે –શાંતિપૂર્ણ એકાન્ત સ્થાને–તમારી ગરબડ સાંભળવાનો મને વખત–"

"ચૂપ રહે મૂર્ખી! ભણી ગણીને વિદૂષી બની ગઇ છે તે જાણી એ તો! પ્રત્યક્ષ વડીલની સામે પણ મરજી મુજબ બોલતાં તને શરમ આવતી નથી? સીધી રીતે તું ઠેકાણે આવનાર નથી અને હવે કોઇ પણ બીજી રીતે તને ઠેકાણે લાવ્યા વિના હું રહેનાર પણ નથી."

"પણ એટલો બધો ક્રોધ તમે મારા પર શામાટે કરો છો? કહો, તમારે કહેવું હોય તે, મારા કાન ખુલ્લા છે."

"છોકરી! તું અંગ્રેજી ભણી ભલે, પણ તારા વૃદ્ધ પિતાનો જે સંબંધ વિધિએ બાંધ્યો છે તે કાંઇ તૂટી શકનાર નથી. તારી માતા મરણ પામી ત્યારપછી મારૂં સર્વસ્વ તું જ છે. નાની મટીને ક્યારે મોટી થઇશ, મોટી થયા પછી તને કોઇ સારૂં ઘર કેવી રીતે મળે, તું સાસરામાં રહીને કેવી રીતે સુખી થાય, તારૂં કલ્યાણ કેમ થાય એવી અનેક તરેહની ચિંતાથી મારા વાળ કાળાના ધોળા થયા. તને એકવાર સારો પતિ મળે એટલે પછી હું સુખે મરીશ. ઉષા! હવે તું તારી હઠ છોડી દે. તને જેવો પતિ જોઇશે તેવો હું મેળવી આપીશ. ભણી ગણીને ગ્રેજ્યુએટ થએલો તથા કવિતાઓ વાંચીને મોજ કરનારો પતિ તને જોઇતો હશે તો તે મેળવી આપવાને પણ હું ના કહેતો નથી. તારા સુખને માટે ગમે તેટલા પૈસા ખર્ચવાને પણ હું ના પાડનાર નથી!"

પિતાના આ શબ્દો સાંભળતાં જ ઉષાનું મગજ ભ્રમવા લાગ્યું. તે બોલીઃ "શું? પૈસા ખર્ચવાથી કે એવું લાકડે માંકડું વળગાડી

દેવાથી લગ્ન થઇ જતું હશે ? તમારૂં એ ‘ લગ્ન ’ એટલે હૃદયમાંથી આશારૂપી લતાને જડમૂળથી કાઢીને ફેંકી દેનાર, નીરસ અને પુરૂષનું દાસત્વ એ જ કે નહિ ? ત્રેતાયુગથી—એટલે કે માંધાતાના વખતથી ચાલી આવેલી એ જુની પુરાણી અને ‘ અનરૉમેન્ટિક ’—પ્રેમશૂન્ય રીત એનું જ નામ તમે ‘લગ્ન’ કહો છો ને ? ના ના, પિતાજી ! હું સાફ સાફ કહું છું કે એવું લગ્ન મને નથી જોઇતું! એવા અકુદરતી લગ્નની વાત તમે કરો છો કે મારૂં આખું શરીર કમ્પી ઉઠે છે ! ”

“ અરે છોકરી ! આ તું શું બોલે છે ? જગતની ઉત્પત્તિથી તે આજસુધી સૌ કોઇ લગ્ન કરતું આવ્યું છે તે સઘળા શું મૂર્ખ હશે ? શું તું એકલી જ દોઢડાહી અને તે બધા ડહાપણ વિનાના હશે ? તારી કૉલેજમાં ભણનારી છોકરીઓ પણ શું પરણતી નથી ? તારા મામાની છોકરી શું પરણી નથી ! ”

“ નહિ, પિતાજી ! મને ક્ષમા કરો ! એ પ્રકારના લગ્નનો હું સ્વીકાર કરનાર નથી. કાંઇ બ્હીક બતાવવાથી કે બળાત્કારથી લ્હવ (પ્રેમ) જોડાતો નથી ! ”

“ અરે રામ, રામ, રામ ! આ તું શું બોલે છે ? હું તારો બાપ તારી સામે બેઠો છું, છતાં તેની આગળ આવા શબ્દો બોલતાં તને શરમ નથી આવતી ? અરે ! છોકરી, ખુલ્લું કહે, હવે તેં શું ધાર્યું છે ! ”

સુશીલા વચ્ચે બોલી: “ સાંભળો, મામા ! ઉષાએ શું ધાર્યું છે તે હું તમને કહી સંભળાવું. તેને એ તમારૂં જૂની શૈલીનું લગ્ન જોઇતું નથી. ઘોડા ઉપર બેસીને ઢોલ નગારાંનાં કર્કશ—ઘોર અવાજ ગજાવતો વર પરણવા આવે, આખા ગામના લોકો મંડપમાં એકઠા થાય અને સ્ત્રીઓ ગભરાવી નાંખે તેવો કકળાટ મચાવી મૂકે, ગોર મહારાજ સાચા—જૂઠા મંત્રો ભણવા માંડે—એ બધું તેને જોઇતું નથી !”

“ એટલે ? ત્યારે તેને કેવું લગ્ન જોઇએ છે ? જો તેની એવી મરજી હશે તો હું ઢોલ નગારાંના અવાજ વિના કે બીજી કશી ગરબડ



"સાંભળો પિતાજી!........જાણે કે હું એક અગાશીપર ઊભી હોઉં, સામેથી કોઈ એક વીર તરુણ ઘોડો દોડાવતો-ખેલાવતો ચાલ્યો આવતો હોય......" પૃષ્ઠ ૨૩

Monarch Printery, Ahmedabad

કરાવ્યા વિના વરને બોલાવવાની ગોઠવણ કરીશ અને ગુપચુપ લગ્ન થઈ જશે; પણ હા, લગ્નના મંત્ર તો બોલાશે—તે વિના લગ્ન થયું કહેવાય નહિ !"

"નહિ, નહિ, નહિ, મામા ! એ કશું ચાલવાનું નહિ. માથાપર મોટું પાઘોટું ઘાલીને અને મોટો—અસલી વારીનો જામો પહેરીને વર આવે, હાથે દોરડાં ને મીંઢળ બાંધ્યાં હોય, તે કશું ન જોઈએ !"

"તારી તે અક્કલ ગઈ છે કે શું ? લગ્નને માટે વર એવી રીતે ન આવે ત્યારે કેવી રીતે આવે ?"

"કોઈ એક વિજન અરણ્યમાં, એકલા દેવમંદિરમાં, જ્યારે ધોધમાર વૃષ્ટિ પડી રહી હોય અને આકાશમાં ગાજવીજ થઈ રહ્યાં હોય, ત્યારે અપરિચિત નાયક—નાયિકાનું પ્રથમ મિલન થવું જોઈએ ! પછી તેઓની વચ્ચે વિરહ થવો જોઈએ. વિરહમાં પ્રેમવિહ્વળતાને લીધે શોક, નિઃશ્વાસ, આક્રંદ, દૂત પ્રેરણા, પતિની શોધ, વગેરેમાં કેટલોક વખત વીતી જવો જોઈએ. પછી નાયિકા વિરહદુઃખથી મરણની પથારીએ પડી હોય એટલામાં એકાએક તે અપરિચિત તરૂણ ત્યાં આવી ચડવો જોઈએ અને પછી નવા જીવનનો સૂર્ય ઉગે, આકાશમાંથી ગેબી વાજાં વાગે, અપ્સરાઓ પુષ્પવૃષ્ટિ કરે, ઇત્યાદિ ઇત્યાદિ."

"ઓ ભગવાન્ ! આ છોકરી શું પટપટ બોલી ગઈ તે હું તો કશું સમજ્યો નહિ !"

ઉષા બોલી: "સાંભળો પિતાજી ! હું સમજાવું ! ખરૂં 'રોમૅન્ટિક' લગ્ન તે એ કહેવાય. જાણે કે હું એક ઉંચી અગાશીપર ઊભી હોઉં, સામેથી કોઈ એક વીર તરૂણ ઘોડો દોડવાતો—ખેલાવતો ચાલ્યો આવતો હોય, તે પાસે આવતાં જ મારા હાથમાંની બકુલ પુષ્પોની માળા એકાએક સરકી જઈને તેના ગળામાં પડે, પરન્તુ તે તો એમ ને એમ ચાલ્યો જ જાય; પછી હું અનાથ વિરાગિની—યોગિની બનીને તેની શોધને માટે દેશે દેશ ફરૂં ! છેવટે એક સ્થળે રાજસિંહાસનપર જોઉં, તો મારા હૃદયવલ્લભની મૂર્તિ ! તુરત જ તેના ચરણમાં હું નમી પડું ! એ જ મારો જીવનદેવતા, પિતાજી !"

"હાય, હાય, આ તો કોઇ નાટકની વાર્તા બોલતી હોય તેવું જણાય છે! ઉષા! ઉષા! તું જરા ભાનમાં આવ! મૂર્ખા કવિઓએ માનસિક સૃષ્ટિ ઊભી કરેલી એ તો માત્ર કલ્પિત વાતો સમજવી! એવી રીતે આપણાં લગ્નો થાય જ નહિ! અરે, ઓ નાટકના કવિઓ! જરા જમાનાને ઓળખીને તમારાં નાટકો લખો! નાટકમાં નિરર્થક રસ આણવાને જમાનાને પ્રતિકૂળ અને કલ્પિત કથાઓને છોડી દો! તમારાં નાટકો જુવાન પ્રજાઓ ઉપર કેવી ખરાબ અસર કરે છે તે જુઓ!"

"પિતાજી! એવા વિદ્વાન્ કવિઓને તમે મૂર્ખ કહો છો?!"

"દિકરી! હું તો તારાથી થાક્યો! હવે મારે તારી સાથે વાત કરવી નથી!" ભાનુશંકર નિરાશ થતા ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### કલબમાં જવાની તૈયારી.

રાત્રિના નવ વાગ્યા છે. અરૂણનો મોટો ભાઇ માધવલાલ અત્યારે બ્હાર જવાની તૈયારી કરી રહ્યો છે. નવાં મોજાં, નવા બૂટ, નવું શર્ટ વગેરે સઘળું કબાટમાંથી બહાર કાઢીને મેલ્યું છે અને માધવલાલ તે પહેરવામાં રોકાઇ રહ્યો છે. તેની સ્ત્રી મનોરમા રાત્રિભોજન અને ગૃહકાર્યમાંથી પરવારીને પાનનો ડબો હાથમાં લેઇ સ્વામીના બેસવાના ઓરડામાં આવી. શર્ટને ઉતાવળે હીરાનાં બટન ઘાલવામાં માધવલાલને રોકાએલો જોઇને મનોરમા બોલીઃ "આટલી રાત્રે ક્યાં જવાની તૈયારી કરો છો?"

"જરા બહાર ફરવા જવું છે." માધવલાલે શર્ટને પહેરતાં કહ્યું અને પછી તરત જ તેણે વેસ્ટકોટ તરફ હાથ લંબાવ્યો.

મનોરમા બોલીઃ "કાલે આખી રાત નાટક જોવા ગયા હતા એટલે ઉજાગરો કર્યો, આજે આખો દિવસ ક્યાંક ગાન-તાનના જલ-

સામાં ગુમાવ્યો અને જરાએ ઉંઘ તો લીધી નહિ; વળી અત્યારે પાછા બહાર ક્યાં જાઓ છો? વારૂ એ તો ઠીક, પણ પાછા ક્યારે આવશો?"

"તે કાંઇ અત્યારે કહેવાય નહિ."

"ના વ્હાલા! એ તો કહેવું પડશે." મનોરમા લાડપૂર્વક પતિનો હાથ પકડીને બોલી: "એટલું કહ્યા વિના તો હું તમને જવા દેવાની નથી."

"ચાલ, ચાલ, હવે! આ વળી ગાંડપણ કેવું? મને મોજાં પહેરી લેવા દે!"

"તમે ખુરશીપર બેસી રહો, હું મોજાં પહેરાવું છું!" મનોરમાએ મોજાં હાથમાં લીધાં. માધવલાલ ખુરશીપર બેઠો અને મનોરમાએ શેતરંજીપર બેસી તેના પગમાં મોજાં પહેરાવવા માંડ્યાં.

"હાં, હાં, પણ મેં પાન તો હજી લીધું નથી." માધવલાલે પાનના ડબા તરફ હાથ લંબાવ્યો.

પાનના ડબાને આઘો હડસેલી દેતાં મનોરમા બોલી: "પાન હું હમણાં આપવાની નથી. એક વાર ક્યાં જાઓ છો તે કહો! તે પહેલાં પાન નહિ મળે, તમારી લાકડી પણ નહિ મળે, મેં તે છુપાવી રાખી છે!" મનોરમાએ આછું સ્મિત કર્યું.

"આજે તું કેવી ગાંડી બનીને બેઠી છે? ચાલ, જલ્દી મારી લાકડી શોધી આપ."

"આજે હું તમને બહાર જવા દેવાની નથી."

"કારણ? તો પછી મને મોજાં શાને પહેરાવે છે?"

"મોજાં પહેરીને કાંઇ ઘરમાં નહિ રહેવાતું હોય?"

"પણ તે કાંઇ બનવાનું નથી. મને આજ અગત્યનું કામ છે અને ગયા વિના ચાલે તેમ નથી. તું પણ આજે કાંઇ નવરી પડી લાગે છે!"

"જમી રહ્યા પછી રાત્રે તો નવરાશ ખરી જ તો! તમારે કોઇ દિવસ નિરાંતે બેસીને વાતચીત પણ કરવી નહિ!"

"અંહહહ, તું વાતે ચડે છે અને મારો વખત જાય છે! જલદી લાકડી શોધી આપ!"

"શોધી આપીશ, પણ ક્યાં જવાના છો! તે નહિ કહો ત્યાં-સુધી તો નહિ જ."

"અરે શું ઘરની બહાર જતાં પણ મારે તારી રજા લેવાની? ત્યારે તો હવે અમારે સ્ત્રીની મરજીને—"

મનોરમા પતિના મ્હોંપર હાથ દઇને તેને આગળ બોલતાં અટ-કાવતી બોલી: "એવું ન બોલો. હું ક્યાં કહું છું કે તમારે રજા લેવી જોઇએ? પણ તમે તે દિવસે 'રમણી હિતસાધક સભા' માં ભાષણ કરતાં બોલ્યા હતા કે સ્ત્રીનો અર્ધાંગના તરીકે પતિના આત્મા ઉપર અર્ધો હક્ક રહેલો છે. હવે જો અમને અર્ધાંગના તરીકે સાથે લેઇ જવા ન માંગતા હો તો નહિ, પણ તમે ક્યાં જાઓ છો તે જાણવાનો પણ અમારો હક્ક તમે લેઇ લેવાના કે?"

"ઓહ! આ તો હું મારા શબ્દોવડે જ તારે હાથે બંધાયો! મનોરમા! હવે તો મારે જાહેરમાં બોલતાં બહુ વિચાર કરવો પડશે; પણ વૈરી મને પાંદડે પાણી નહિ પાઇ શકે, હં!"

"હું કાંઇ તમારાપર અધિકાર નથી ચલાવતી! હું તો સહજ પૂછું છું. રોજ તમે મારા પર અતુલ પ્રેમ દર્શાવતા અને આજે આટલું પૂછ્યું કે ક્યાં જાઓ છો તો તેનો જવાબ પણ નહિ!"

મનોરમાનું અંતઃકરણ એટલું બોલતાં ભરાઇ આવ્યું. તેણે મ્હોં ફેરવીને સાડીને છેડે આંખો લૂછી.

"ઓહો! આ તો મોટો ત્રાસ કહેવાય! હું ફરવા જઉં છું, એમ કહું છું, પછી 'ક્યાં જાઓ છો' નો બીજો શો જવાબ?"

મનોરમાએ રોષભર્યે વદને પાસેના ઓરડામાં સંતાડેલી લાકડી આણી અને અવનત વદને જ સ્વામીના હાથમાં આપી. મનોરમાને માઠું લાગ્યું, એ માધવલાલ સમજી ગયો. ત્યાંથી રોષમાં જ પાછો

ચાલી જતી મનોરમાને બન્ને હાથ મૂકી જતી અટકાવીને તે બોલ્યોઃ "જો, નકામું કલ્પાંત કરવાનું કશું કારણ નથી! માણસે પોતાની યોગ્યતા જોઇને દરેક કામ કરવું જોઇએ. હું ક્યાં જઉં છું અને ક્યાં નથી જતો એ બધું તારે પૂછવું નહિ, તારે તો રસોડામાં જઇને વખતસર રસોઈ કરવી એટલું કામ કરવાનું છે,–પુરૂષના કામમાં માથું મારવાની જરૂર નથી! તું મારી સ્ત્રી અને હું તારો પતિ, હું તારા પર પ્રેમ કરૂં, તને જોઇએ તે લાવી આપું, પણ મારા પર હુકમ ચલાવવો એ કાંઇ નહિ બને, સમજી? તું કોણ અને હું કોણ તેનો વિચાર કર—"

"બસ કરો, નાથ! આજસુધી સ્ત્રીસન્માન વિષેનાં તમારાં જાહેર ભાષણો બહુ સાંભળ્યાં હતાં અને ખાનગી ભાષણ આજે પહેલ વહેલું જ સાંભળ્યું! ખુશીથી તમારે જવું હોય ત્યાં જાઓ, હું તમને રોકનારી તે કોણ ગુલામડી?"

"ગાંડી! આટલો બધો ક્રોધ?"

"હા, હું તો હવે ગાંડી ખરી જ! તમને ક્રોધ કરવાનું કારણ ખરૂં અને મને તો કાંઇ જ નહિ!"

"ત્યારે કહે, તને ક્રોધ કરવાનું શું કારણ છે?"

"કશું જ નહિ! તમે ક્યાં જાઓ છો તે જાણવાનો પણ મને અધિકાર નહિ અને તમે ગમે તેવી સોબતમાં ફર્યા કરો છતાં મારાથી તમને કશું કહેવાય નહિ! પણ મનોરમા કાંઈ અણસમજુ બાળકી નથી હો?"

માધવલાલ જરા ગભરાયો. બહારથી સ્મિત કર્યું અને કહ્યું: "સમજુ છે, તો કહે હું ક્યાં જઉં છું? મારા સોબતીઓ શું નઠારા છે?"

"ના, સારા છે! બહારના મોટા અને અંદરના ખોટા એવા તમારા સોબતીઓ છે અને તમે પણ તેવા જ છો! મને તો બાળકી

ધારીને તમે ફોસલાવો છો. આજે ગાયન મંડળીમાં જઉં છું, કાલે સભામાં જઉં છું, પરમ દહાડે નાટકમાં જવાનું છે, પેલે દહાડે પાર્ટી છે, એવાં એવાં કારણો બતાવીને તમે તમારી નામીચી ક્લબમાં પધારો છો તે કાંઇ હવે મારાથી અજાણ્યું રહ્યું નથી!"

"વાહ! વાહ!" અંતરથી ગભરાતો પણ બહારથી હિંમતનો ડોળ કરી માધવલાલ બોલ્યો: "જુઓ આ ડહાપણ! ભણ્યા ગણ્યાનું આ ફળ કે ખુદ સ્વામીપર પણ સ્ત્રીનો વિશ્વાસ નહિ!"

"વિશ્વાસ નહિ? ઉઘાડી આંખોમાં કોઈ ધૂળ નાંખવા માગે તો તે ન સહેવાય અને ખુદ પરમેશ્વરપરનો વિશ્વાસ પણ ઉઠી જાય! ક્લબમાં જવાની લત છોડાવવાને કેટલું કેટલું કર્યું હતું? થોડા દિવસ ઠેકાણે આવ્યા અને પાછું હતું તે ને તે જ! ક્લબમાંથી આવ્યા પછી રાત્રે કોઇ દિવસ બોલતા નથી. પણ તમારૂં ગંધાતું મ્હોં તો કહી દે છે કે તમે ક્યાં જઇ આવ્યા છો!"

પોતાનું પોગળ વેરાઇ.જતું જોઇને માધવલાલ ગુસ્સે થયો. મનોરમા ઉપર કરડી આંખ કરી અને દાંત પીસ્યા: "બહુ દોઢડાહી ન થા! મારાપર તું ખોટું આળ ચડાવીશ તે મારાથી સહાશે નહિ હોં! તને મારો વિશ્વાસ ન હોય તો અરૂણને મારી પાછળ જોવા મોકલ!"

"હું શામાટે તેમ કરૂં? હું તો કોઇને પૂછતીએ નથી ને કહેતીએ નથી! મનમાં જ સમજું છું ને બળું છું! ઘરનું છિદ્ર કોને કહેવા જઉં?"

"હા, વ્હેમ લાવવો અને તેને આધારે લોકોમાં ફજેતી ન કરવી એ તો ડહાપણનું લક્ષણ કહેવાય!" માધવલાલ જરા ધીરો પડ્યો.

"ના, હું તો ગાંડી છું; મારામાં ડહાપણ ક્યાંથી હોય? પણ નાથ! હું તમને પગે પડીને કહું છું કે એ લત સારી નથી હોં! આપને અર્થે જ મારૂં જીવન છે અને આપના સુખને અર્થે જ મારો જન્મ છે. આપ શાથી સુખી થાઓ, કેમ કરવાથી આપને સારૂં લાગે

એ જ ચિંતા આઠે પહોર મારા ચિત્તમાં થયાં કરે છે. તમારી સગવડો ઉપર ધ્યાન આપીને મેં મારી સગવડોનો અને સુખનો કદી વિચાર કર્યો નથી. લોકોની લાજ મર્યાદા ત્યજીને વાજું બજાવતાં શીખી, ખરે બપોરે પણ વડીલોની આમન્યા ત્યજીને તમારી સેવામાં હાજર રહેવા લાગી, તમારા આગ્રહથી વળી બે અક્ષરો ભણીને પુસ્તક વાંચતાં શીખી, તમારા મનને સુખી થાય એવા સઘળા પ્રયત્નો મેં તમારે માટે કર્યા, છતાં તમે તો મને લાતો મારીને દૂર ફેંકી દો છો! ઓ નાથ! કહો, એવો મારો શો અપરાધ છે?"

માધવલાલ જરા દયાથી પીગળ્યો. તે બોલ્યોઃ "મનોરમા! તું તો મારી પ્રિય સહધર્મિણી છે, હું તારૂં અપમાન—"

"બળ્યું મારૂં અપમાન! ભલે મારૂં અપમાન કરો, મને લાતોએ મારો, પણ તમારી ક્લબમાં જવાની અને નઠારા સોબતીઓમાં બેસવાની ટેવ મૂકી દો, તો મારે મન તમે સાક્ષાત્ રામચંદ્રજી અને સાક્ષાત્ પ્રભુ છો! કુસંગતિથી કેવા અનર્થો થાય છે એ આપને શિખવવાને આ દાસી યોગ્ય નથી; પણ નાથ! ધન, ધર્મ, કીર્તિ અને આરોગ્ય એ સઘળું એથી નાશ પામશે, હો! પ્રભુએ પૈસો આપ્યો છે, વિદ્યા આપી છે, સઘળું આપ્યું છે, પણ કુસંગતિ તેનો નાશ કર્યા વિના નહિ રહે, નાથ!"

"આ બધો તારો ઉપદેશ તું મને મૂર્ખ સમજીને કરે છે એ તારી ભૂલ છે! મારા મિત્રો કાંઇ ખરાબ નથી અને મારી લત મેં છોડી દીધેલી જ છે. જા, આજે હું વહેલો આવીશ હો! ચિંતા કરીશ નહિ." એમ બોલતો માધવલાલ ચાલ્યો ગયો. મનોરમા અશ્રુ સારતી પાછળ જોતી જ ઊભી રહી.

---

# પ્રકરણ ૭ મું.

## કલબનાં કૌતુકો.

માધવલાલ મનોરમાના હાથમાંથી છટકીને પોતાની કલબમાં જઇ પહોંચ્યો ત્યારે રાત્રિના દશ વાગ્યા હતા. જે સમય મનુષ્યોને માટે કુદરતે વિરામનો નક્કી કર્યો છે તે સમય નિશાચરોને માટે પ્રવૃત્તિનો લેખાય છે; તેમ માધવલાલની 'સોસ્યલ કલબ'નો કાર્યક્રમ બહુધા રાત્રિના દશ વાગતાં જ શરૂ થતો! 'સોસ્યલ કલબ' એ કાંઇ સુરતનું અપ્રિય મંડળ લેખાતું નહિ, કારણકે લોકોમાં વિદ્વાન્ અને ડાહ્યા લેખાતા કેટલાક જુવાનો પણ એના મેમ્બર હતા; પરન્તુ સ્વભાવભિન્નતાને લીધે એ કલબના બે વિભાગો પડી ગયા હતા. એક વિભાગના કેટલાક મેમ્બરો રોજ સંધ્યાકાળે કલબમાં આવતા, કાંઈ વાર્તા વિનોદ કરતા કિંવા બીઝીક કે શેતરંજ રમવામાં આનંદ મેળવતા; ત્યારે બીજા વિભાગના મેમ્બરો રાત્રિના નવ-દશ વાગતા એકઠા થઇને મધરાતે છૂટા પડતા. માધવલાલ એ બીજા વિભાગમાં હતો અને તેથી તે કલબમાં મોડો જતો, તો જ તેના મિત્રોને તે મળી શકતો. આ બીજો વિભાગ લોકોમાં બહુ જાણીતો નહોતો, એટલે સારા માણસો તેના મેમ્બર હોવાને લીધે સામાન્ય રીતે કલબ કાંઇક મોભાવાળી લેખાતી.

કલબનો આ બીજો વિભાગ પોતાનો સમય હાસ્ય વિનોદમાં—શરાબબાજીમાં ગાળતો તે એ વર્ગના થોડાએક મેમ્બરો જ જાણતા. તેની સાથે કોઇને બીલયર્ડ કે ગંજીફાનાં પત્તાંથી જુગાર રમવાની આદત પણ પડી હતી, ત્યારે કેટલાકો ગામનાં સ્ત્રીપુરૂષોની નિંદામાં વખત ગુમાવતા હતા. માધવલાલ કલબમાં જઇ પહોંચ્યો તે અગાઉ ત્રણ ચાર જુવાનો બાટલી અને પ્યાલા એકઠા કરી બેસી ગયા હતા અને તે જતાં જ એક જણ: "હો લો, મી. માધવલાલ" કરતો તેની સામે દોડી આવ્યો. માધવલાલ હસતો હસતો તેઓની વચ્ચે

જઇને બેઠો કે તુરત તેને માટે લાલ પાણીનો પ્યાલો ભરાયો ! માધવલાલ બોલ્યોઃ "જુઓ યાર! આજે આપણાથી એ મ્હોંએ લગાવી શકાય તેમ નથી !"

"કેમ ભાઈ? આજે કાંઇ મિસીસ બીસાંટે દીક્ષા આપી દીધી છે?"

"અરે યાર ! આજે તો અહીં અવાત જ નહિને ! માંડ માંડ છૂટયો છું !"

"કેમ વારૂ ? દેશીચક્ર ફરવાથી તમારાં દેવીશ્રીના પંજામાં પડ્યા હતા કે ?"

"હા, તેમજ હતું ! તે તો એવી હઠ લઇને બેઠી કે તમે ક્યાં જાઓ છો તે કહો !"

"છટ યુ Coward ! એવી હઠનો ઉપાય તને ન જડ્યો ?"

"ઘણા ઉપાયો કર્યા પણ નિષ્ફળ નિવડ્યા. 'રમણી હિતસાધક સભા' માંના મારા ભાષણના થોડા બોલ પકડીને પણ મને તેણે હરાવ્યો !"

"સ્ત્રીને હાથે હાર ખાધી ? છટ્ ! માધવ! તું તો તેવો ને તેવો જ રહ્યો. સ્ત્રીઓ ગમે તેવી બુદ્ધિમતી હોય તોપણ તેમને રમાડવી એમાં તે શી મોટી વાત છે ?"

"સ્ત્રી પ્રત્યે મારૂં મૂળનું સન્માન છે તે બિલકુલ દૂર કરી શકાતું નથી. વળી સમાજના એક મેમ્બર થયા અને સ્ત્રીયો પ્રત્યે પતિઓએ સન્માન ધરાવવું એવો ઉપદેશ આપ્યા પછી આપણે પોતે જ નિષ્ઠુર થઇને સ્ત્રીની અવગણના કરી બેસવું એથી મને શરમ આવે છે કે- કદાચ લોકો આપણા બોલ આપણા મ્હોમાં નાંખીને આપણી ફજેતી કરે !"

"ઓહ ! આટલું બધું બ્હીકણપણું ? માધવ ! તારૂં નામ અમારે હવે 'માધવી' પાડવું પડશે ! શું મરદ થઇને સ્ત્રી ઉપર એટલો કાબુ પણ તું નથી રાખી શકતો કે જેથી તે ઘરની વાત બીજા કોઇને કહી જ શકે નહિ ? શું આપણી સ્ત્રી આપણી ફજેતી કરે ? જો તે

એમ કરે તો 'શુટર કંપનીના શ્રઝનું સાયંટીફીક સોલ' તેની ટાલ-કીમાં જ ન પડે?"

"ગાંડો ન થા!" માધવ પોતાના મિત્રને કહેવા લાગ્યો: "સ્ત્રીએ પ્રત્યે એટલી બધી ઘાતકી વર્તણુક ન જ ચલાવાય; પણ હા, આપણી પોતાની ફજેતી તે ન કરે તે માટે તેના પર દાબ તો રાખવો જ જોઇએ, એ વાત તેં ખરી કહી."

માધવલાલનો મિત્ર સન્મુખલાલ કે જે 'સુંદરી હિતસાધક' નામના સ્ત્રી ઉપયોગી માસિક પત્રનો આગેવાન લેખક હતો તે માધવલાલ ઉપર ગુસ્સો કરતો બોલ્યો: "એ મૂર્ખ! જોજે હો, આ બધું ડહાપણ ઘરમાં ચલાવીશ તો બૈરી તને પાંદડે પાણી પાશે! સ્ત્રીઓને સન્માન આપવાની વાતો તો બહાર કરવાની, ઘરમાં તે ન પોષાય, સમજ્યો કે? તું જ વિચાર કે તેં સ્ત્રીના વિચારને માન આપ્યું હોત અને ઘરમાં ગોંધાઇ રહ્યો હોત, તો અહીં આવી શકત ખરો? ત્યારે જરા એટલું સમજતો થા કે લોકોને ઉપદેશ આપતી વખતે તત્પર બનવું અને એ ઉપદેશ પ્રમાણે ઘરમાં ચાલતી વખતે 'ખચ્ચર' બનવું!"

"વેલ ડન, વેલ ડન!" ત્રણ ચાર મિત્રો સન્મુખલાલના જોર-દાર ભાષણને ઉત્તેજન આપવા લાગ્યા.

માધવલાલ પણ હસતો હસતો બોલ્યો: "વારૂ, ચાલો હવેથી તમારા ઉપદેશ પ્રમાણે ચાલીશું; પણ અલ્યા સન્મુખ! આ વખતના 'સુંદરી હિતસાધક' માં તારી સ્ત્રીને હાથે લખાએલો એક મજાનો લેખ પ્રસિદ્ધ થયો છે! લેખો લખતાં પણ તેં એને શીખવી દીધું કે શું?"

"ઓહ, યસ! મારા જેવા લેખક અને કવિની સ્ત્રી પણ લેખક ન બની શકે તો પછી મારી વિદ્યા શા કામની?! તારી બૈરી જેવી અક્ષરશૂન્ય બૈરી બધે નહિ હોય."

"નહિ, હવે તો તે પણ સારી પેઠે લખી વાંચી જાણે છે, પણ

હા, હજી સ્વતંત્ર લેખ લખવાની શક્તિ તો મુદ્દલ નથી જ આવી! વારૂ, તેં તેને લેખ લખવામાં કેવી રીતે પ્રવીણ કરી ?"

માધવલાલના આ શબ્દો તરફ સૌ ખડખડાટ હસી પડયા. માધવલાલ તેઓના હાસ્યનું કારણ સમજ્યો નહિ. તેને મૂઢ જેવો બની બેઠેલો જોઇને તેનો મિત્ર ગણુપત બોલ્યોઃ

"અરે, સન્મુખની બૈરી તો એમ. એ. એલ. એલ. બી. થઇ ગઇ છે !"

"કેમ, તમે સન્મુખની મશ્કરી કરો છો ?" માધવલાલ બોલ્યો.

"મશ્કરી ક્યાં કરીએ છીએ! ખરૂં કહીએ છીએ! આજે લેખ લખવા માંડયા છે તો કાલે વકીલ પણુ બનશે! સન્મુખનું સઘળું જ્ઞાન તે એની સ્ત્રીનું જ સમજવું! પતિપત્ની તો એક બીજાની વિદ્યાનાં પણુ અધિકારી લેખાય અને સન્મુખ લેખ લખીને તે નીચે પોતાની સ્ત્રીનું નામ લખીને મોકલી દે તોપણુ ચાલે!"

"ઓ...હો! એમ જ કે? ત્યારે શું આ બધી કરામત છે ?"

"કરામત નહિ ત્યારે બીજું શું? પોતાનું નામ તો પૂરૂં પાધરૂં લખતાં આવડતું નથી, પછી લેખ તો બીજું કોણુ લખતું હશે તે સમજી લેવું! કેમ સન્મુખ !"

સન્મુખ મંદ સ્મિત કરતો બોલ્યોઃ "અરે યાર ! તમે મારી આબરૂ હલકી કરી નાંખી! જરા વાત ચલાવી હોત તો માધવને થોડી વાર બનાવત!"

માધવલાલ બોલ્યોઃ "પણુ સન્મુખ! એમ કરવાથી શું? પોતે લેખ લખીને સ્ત્રીને નામે છપાવવાથી કાંઇ લાભ થતો હશે ?"

સન્મુખ બોલ્યોઃ "લાભ ? ખરે યાર! લોકોમાં વાહ વાહ થાય કે નહિ ? લોકો અમસ્થા કેમ જાણે કે મીસીસ ડાહીગૌરી સન્મુખલાલ પંડિત એક વિદુષી બાઇ છે ? જરા પેપરોમા નામ આવે, વખાણુ આવે, વખત આવ્યે ફોટોગ્રાફ પણુ આવે તો તે પણુ પંકાય તો ખરી! પછી ભલેને ઘરમાં તો અગડં બગડં ગાડું ગમે તેમ ચાલે!"

સન્મુખના શબ્દો ઉપર સૌ ખડખડાટ હસી પડ્યા. ગણપત બોલ્યો: " અરે સન્મુખ! એ બધું તો ઠીક, પણ એવી રીતે તારી સ્ત્રી લોકોમાં વિદુષી ગણાયા પછી કોઇ વાર કોઈ જાહેર સભામાં તેને ભાષણ કરવાનો પ્રસંગ આવી લાગે, તો પછી કેમ થાય? ખરેખર, પછી તો તારી અને તેની બન્નેની રેવડી દાણાદાણ થઇ જાય હોં!"

" અરે! એવો પ્રસંગ આવવા જ કેમ દઇએ? એ તો કોઇ આગ્રહ કરવા આવે કે તમે જરા બોલજો પણ પોતે જરા નાજુકાઇથી એવો જ જવાબ ન આપી દે કે 'નહિજી! આપ જ બોલજો એટલે ચાલશે-મારે બોલવાની કશી જરૂર નથી!' "

" છટ્! એ તો જાહેર પત્રોમાં લેખો લખીને નામ કાઢનારી સ્ત્રીની જાહેર હિંમતમાં ખામી આવી લેખાય!"

" તો પછી ઘેરથી હું ભાષણ લખી આપું, એક બે વાર રીહર્સલ ચલાવીને તાલીમ આપું અને પછી જાહેર સભામાં કડકડાટ વાંચી જાય તો બેડો પાર થઇ જાય! પણ આજસુધી તો એવો પ્રસંગ નથી આવવા દીધો, એટલે ભરમ ભારી અને ખીસ્સાં ખાલી ચાલે છે." સન્મુખલાલે પોતાની ખરી વસ્તુસ્થિતિ જણાવી દીધી.

" એ પણ બડી મજાહ તો ખરી! વારૂ, ડાહીગૌરીના લેખો વાંચીને બહારના લોકો તો સમજે કે એ એક વિદુષી સ્ત્રી છે, પણ અમારા જેવા તો એ પોલ સમજે ખરા કે નહિ? અરે, 'સુંદરી હિતસાધક' પત્રના તંત્રી તો એ વાત જાણતા જ હશે તો!"

" જાણે તેથી શું થઈ ગયું? સ્ત્રીઓનાં નામવાળા એવા વિદ્વત્તાભર્યા લેખો વિના એના પત્રને પૂરી પ્રસિદ્ધિ પણ ક્યાં મળે તેમ હતું? મનમાં જાણે તોએ બહારથી અજાણપણાનો ડોળ રાખીને ચાલે! બહુ પ્રમાણિક થવા જાય તો પછી સ્ત્રીઓના લેખોને નામે મોટું મીંડું સમજવું અને સ્ત્રીઓના ઉપયોગના લેખો પુરૂષોને હાથે લખાય તેથી તેનું કેટલુંક મહત્ત્વ પણ ઘટી જાય!"

" ત્યારે અત્યારસુધી તો કાગળની હાંલ્લીમાં ચાવલ પાકતા જણાય છે!"

"એમ જ! પણ હવે એ પ્રકરણ અટકાવીને આ લાલ પાણી પ્યાલામાં ઉછળી રહ્યું છે તેને ઇન્સાફ આપો! ચાલ માધવ! તારો ભાગ ઉઠાવ; હજી તો બીઝીકનાં કાર્ડ બાકી રહ્યાં છે!"

"મેં ના નથી કહી? બીઝીક તો હું રમીશ!"

"ત્યારે શું અત્યારસુધી તારી સમક્ષ ભાષણ કર્યું તે બધું નકામું ગયું?"

"ઘેર ટંટો થાય એવો મામલો છે, માટે આજે એ વાત જવા દો!"

"એ તો તેં પીધેલો નહિ એટલે બૈરીથી ડરી ગયો; પીને જઇશ એટલે તારામાં જરા હીંમત આવશે; ચાલ ગલ્લાં તલ્લાં કર્યા વિના ઉપાડ."

"તમે લોકો મારો પીછો છોડો તેવા નથી!" એમ કહી ધીમું સ્મિત કરીને માધવે પ્યાલો ઉપાડયો અને સૌની સાથે તે પણ ગટગટાવી ગયો.

એક પછી એક ચીરૂટો સળગી અને ધુમાડાના ગોટ નીકળવા લાગ્યા. ગણપતે કબાટમાંથી બીઝીકનાં કાર્ડ તથા માર્કર લાવીને ટેબલપર મેલ્યાં. બબ્બે સાથીઓની ટોળીઓ બંધાઇને ચાર જણાઓ રમવા લાગ્યા. એક માર્ક હારનાર એક રૂપિયો જીતનારને આપે એ હીસાબે બાજી ચાલી અને બે રમતો પૂરી કરવાનો ઠરાવ થયો. અર્ધો કલાક પછી બે રમતો પૂરી થતાં માધવ અને તેના સાથીના માર્કની સંખ્યા સન્મુખલાલના માર્ક કરતાં ૩૦૦ જેટલી ઓછી રહી બન્ને સાથીઓએ ૧૫૦-૧૫૦ ના ચેકો જીતનારાઓને લખી આપ્યા અને પાછો ચીરૂટોનો ધુમાડો ચાલ્યો! આજે રોજ કરતાં વહેલાં-રાત્રિના બાર વાગતાં જ મંડળી વેરાઇ ગઇ અને કલબનાં કૌતુકો પૂરાં થયાં.

માધવલાલે મ્હોંની વાસ દૂર કરવાને બે ચાર પાન ખાધાં, તે ઉપર 'સેન સેન' ની ટીકડીઓ ચાવી અને પછી પોતે ઘર તરફ ચાલ્યો.

# પ્રકરણ ૮ મું.

## દિયર-ભોજાઇ.

માધવલાલ મનોરમાને ફોસલાવીને ચાલ્યો ગયો, પરન્તુ તેથી મનોરમાના ચિત્તનું સમાધાન થયું નહોતું. તે પોતાના બિછાનામાં પડી અને પોતાની સ્થિતિનો વિચાર આવતાં તેને રડવું આવી ગયું. અરૂણ તે વખતે અગાશીમાં ઊભો ઊભો ચંદ્રની ઉદયલીલાનું અવલોકન કરતો હતો અને મનમાં ને મનમાં કાંઇ કવિતા ગણગણતો હતો. થોડી વારે તે નીચે આવ્યો તો તેણે મનોરમાનાં ડુસકાં સાંભળ્યાં. તે ખચકાઇને ઊભો રહ્યો અને મનમાં વિચારવા લાગ્યોઃ "ભાભી રડે છે શું? ભાઈ પણ નથી! તે ભાભીપર ગુસ્સો કરીને ચાલ્યા ગયા હશે શું? અથવાતો ભાઇની બદચાલ ભાભીએ જાણી હશે? લાવ, હું તેની પાસે જઇને તેને બોલાવું." એમ વિચારતો તે ઓરડાનાં દ્વારમાં ઊભો અને મનોરમાને બોલાવવા લાગ્યોઃ "ભાભી!"

અરૂણનો સ્વર સાંભળીને મનોરમા બિછાનામાંથી ઉઠતી સ્વસ્થ થઇ અને બોલીઃ "કોણ! અરૂણભાઇ છે?"

"હા, ભાભી! હમણાં તમે રડતાં હતાં કે શું?"

"ના, રડતી નહોતી, પણ આજ સાંજનું મારૂં માથું દુઃખવા આવ્યું છે અને અત્યારે તો એવા સણકા નાંખે છે કે કહેવાની વાત નહિ. પેલી "સ્મેલીંગ સોલ્ટ" ની બાટલી ક્યાં છે, અરૂણભાઇ?"

"મોટા ભાઈ બહાર ગયા છે?"

"હા, આજે ક્યાંય ગાન-તાનનો જલસો છે ત્યાં ગયા છે. વારૂ, અરૂણભાઇ!" મનોરમા મ્હોંપરની ઉદાસીને ખંખેરી નાંખતી બોલીઃ "તમે કેમ કોઇ વાર જલસામાં જતા નથી? મોટા મોટા ગવૈયાઓ કરતાં પણ એવા જલસામાં વધારે સારાં ગાયનો થાય છે એમ કહે છે; તે શું ખરૂં હશે?"

"શી ખબર? મને તો તેમાં કશી મજાહ આવતી નથી! જ્યાં-સુધી ગાયનના ભાવથી અંતર્ રંગાય નહિ, ત્યાંસુધી કાનને રંજન કરવાથી શું વળ્યું? હશે, ત્યારે તમારે માટે 'સ્મેલિંગ સોલ્ટ'ની બાટલી શોધી લાવું કે?"

"હાં, લાવોને જરા, મેં બહુ શોધી પણ હાથ લાગી નહિ."

અરૂણ બાટલી શોધવા ગયો અને પાછળ મનોરમાએ મ્હોંપરની ઉદાસીને ઉરાડવાને મ્હોં ધોઇ નાંખ્યું. તે પતિપ્રાણા સાધ્વીને અરૂણ પોતાને રડતી જોઇ ગયો તેથી કાંઇક સંકોચ પેદા થયો હતો. તેના મનમાં એમ થયાં કરતું હતું કે "અરૂણભાઇએ મારા દુઃખનું કારણ શું જાણ્યું હશે? ઘણું કરીને તો તેમણે કશું જાણ્યું હોય એમ જણાતું નથી, નહિતો મારા રડવાની વાતનો તે પીછો છોડત નહિ. હશે, ન જાણ્યું હોય, તો વધારે સારૂં. આ હૃદયવિદારક દુઃખ બીજા પાસે રડવાથી મારા કુળને એબ લાગે, તે કરતાં હું મુંગી મુંગી સહન કરી રહું એ જ વધારે સારૂં. જો મારૂં મન શુદ્ધ હશે અને હું એ દુઃખ શુદ્ધ મને સહન કરી રહીશ, તો પ્રભુ પોતે જ મારા પતિને ઠેકાણે લાવશે. જો હું પતિને ખરા માર્ગપર ન લાવી શકું તો પછી મારો જન્મ વ્યર્થ છે! વિશુદ્ધ પ્રેમના બળથી એ કાર્યમાં પ્રભુ મને અવશ્ય યશ આપશે."

આ વિચારમાળા ચાલતી હતી એવામાં અરૂણ 'સ્મેલિંગ સોલ્ટ'ની બાટલી લેઇને આવી પહોંચ્યો એટલે તેનું ધ્યાન અરૂણ તરફ દોરાયું. તેના હાથમાંથી બાટલી લઇને એકવાર સુંઘતાં જ મનોરમાનું માથું ઉતરી ગયું! માથું દુઃખવાનો ઢોંગ કરવાનું એ નાટક અરૂણને સમજાવવાનું હતું અને અરૂણ પતિની વર્તણુક છુપાવવાને પોતાનું દુઃખ ભૂલી જવાની મનોરમાની સાધુતાને અંતરથી ધન્યવાદ આપતો હતો. એ મનુષ્યરૂપિણી દેવી તરફ અરૂણ જોતો ઊભો રહ્યો. મનોરમા બોલી: "હેં અરૂણભાઇ! હમણાં તમે એકાએક કેમ

બની ગયા છો ? ચ્હેરો પણ એક બે દિવસથી તો ઉતરી ગએલો જ દેખાય છે!"

"ના, ના, તેવું કશું નથી, ભાભી—"

"કાંઇક છે એ નક્કી. અંતર્‌ની છાપ છુપાવતાં છતાં એકાએક મ્હોંપર પડી જાય છે! મનની છાની વાત મને કહેવી કે ન કહેવી તે માટે મનમાં ગડમથલ થતી જણાય છે! કહો તો કવિરાજ! તમારી કોઇ કવિતા ઉપર પત્રકારે કડવી ટીકા કરી છે કે શું?"

"અરે બિલકુલ નહિ—મારી કવિતા છાપામાં છપાવવાનો મને શોખ નથી—મારી કવિતા મને પોતાને જ આનંદ આપે તો બસ છે!"

"ત્યારે તો તમારી કાવ્ય કલ્પનાને પોષનારી કોઇ પ્રણયિની જડી આવી છે કે શું?" ભાભીએ દિયરની હાંસી કરવા માંડી.

અરૂણ સામું સ્મિત કરીને બોલ્યોઃ "ભાભી! તમે તો મારી મશ્કરી ઉડાવવા માંડી શું?"

"ત્યારે કહોને તમારો મનમાં શું છે? અત્યારે તો તમે તમારા પેલા રસિક મિત્રવર મધુકરની સાથે તાપીના તટપર ફરતાં ચાંદની નિહાળતા હો, કે કવિતા ગણગણતા હો, તેને બદલે વ્હેલા નવરા કયાંથી પડયા? બેચાર દિવસથી રોજ ઘરમાં ભરાઇ રહો છો, તો મનમાં કાંઇક ઉદ્વેગ જાગ્યો જણાય છે ખરો! કહો તો ખરા દિયરજી! કઇ પ્રણયિનીએ તમને મુગ્ધ કર્યા છે?"

અરૂણનું અંતર્ હવે વધારે વખત છૂપું રહી શકે તેમ જણાયું નહિ. તે નિઃશ્વાસ નાંખીને બોલ્યોઃ "એવું મારૂં ભાગ્ય ક્યાંથી હોય, ભાભી?"

મનોરમા હસતી હસતી બોલીઃ "હાં, હાં, મેં તો અંદાજે ગોળી છોડી, પણ તે તો બરાબર લાગી જણાય છે ને શું? એકદમ્ આવા ગંભીર કેમ બની ગયા? કહો તો ખરા!"

"હું તમને સઘળી વાત કહું, પણ જોજો, મારી ફજેતી કરવાની નહિ હોં! અને વળી એક કાનેથી સાંભળીને બીજે કાને કાઢી

નાંખવાની પણ નહિ! મને કાંઇ પણ ઉપાય શોધી આપવો પડશે!"

"ઉપાય શાનો વળી? તમને કાંઈ રોગ થયો છે કે શું?" મનોરમાથી એટલું બોલતાંમાં ખડખડ હસી જવાયું.

"જો, પાછી તમે તો મશ્કરી શરૂ કરી! જાઓ, ત્યારે હું કહેવાનો જ નથી." અરૂણ ત્યાંથી ચાલ્યો જવા લાગ્યો.

"અરે નહિ નહિ, અરૂણભાઇ! પાછા આવો, મારા સમ; હવે હું તમારી મશ્કરી નહિ કરૂં." મનોરમાએ સોગન આપ્યા એટલે અરૂણ પાછો આવ્યો. મનોરમા બોલી: "ચાલો, હવે તમારી વાત કહો, મશ્કરી કરવાનું હું હવે મૂકી દઉં છું."

અરૂણ બોલ્યો: "ભાભી! હું તમને ખરૂં જ કહું છું કે આ વાતનો તમારે કાંઇક ઉપાય શોધવો જ પડશે, નહિતો આ અરૂણ ત ારે વખત આ સુરતમાં જોવામાં નહિ આવે!"

"હેં હેં!" મનોરમા ચમકી જતી બોલી: "તમારો રોગ તો બહુ આગળ વધી ગયો લાગે છે ને.શું? ત્યારે પછી આટલા દિવસ કેમ કશો ઔષધોપચાર કર્યો નહિ? વારૂ કહો જોઇએ તમારાં એમની હકીકત!"

અરૂણ બોલ્યો: "આપણી ન્યાતના પેલા ભાનુશંકર ડોસાને તો તમે ઓળખો છોને? તે ભાનુશંકરે આજ કેટલાક દિવસથી મારી પાછળ લાગીને મને કેવળ નાઇલાજ કરી મેલ્યો છે!"

"શામાટે તે તમારી પાછળ લાગ્યા છે? કોઇ ફંડમાં તમારી તરફનો ફાળો તો નથી માંગતા ને?"

"નહિ, નહિ, એવી ભાંજગડમાં તો તે પડતા જ નથી. તેમને એક પુત્રી છે, સમજ્યાં ને ભાભી?"

"ભાનુશંકરની પુત્રી તો પેલી મુંબઇમાં એના મામાને ત્યાં કૉલેજમાં ભણવા માટે રહી હતી એ જ કે નહિ? તેનું નામ પણ ઘણું.કરીને—"

અરૂણ વચમાં બોલી ઉઠયોઃ "ઉષા છે. તેના સંબંધે જ હું તમને કહું છું."

"અરે કવિરાજ! તે ભાનુશંકરની પુત્રીને તમે તમારી જીવન-સહચરી બનાવવાનો વિચાર કરો છો કે શું? ત્યારે તો મારી અટકળ આબાદ રીતે સાચી પડી!"

"ભાનુશંકર એકસરખો આગ્રહ કરી રહ્યા છે, પછી હું શું કરૂં ભાભી? હું કેવળ નાઇલાજ—"

"સાબાશ, દિયરજી સાબાશ! તમે તો કહેતા હતા કે લગ્ન કરીને હું મારા પગમાં પત્નીની બેડી પહેરનાર નથી—મારો પ્રેમ તો મારી કવિતાઓ પુરતો જ છે! અને એકાએક તમારો વિચાર શાથી બદલાયો?"

અરૂણ મંદ હાસ્ય કરતો બોલ્યોઃ "હું તે કાંઇ ખોટું નહોતો કહેતો, ભાભી! પણ ભાનુશંકરના આગ્રહ આગળ મારો બીજો કશો ઇલાજ નથી, પછી હું શું કરૂં? એ તરફના રસ્તામાં થઇને જવાનું પણ હવે તો મને મુશ્કેલ થઈ પડયું છે! ભાનુશંકર મને જુએ કે તુરત જ મારી પજવણી શરૂ થએલી જ સમજવી!"

મનોરમા બોલીઃ "અંહ! એ તો કાંઇ મુશ્કેલ વાત નથી! જો તમારી ઇચ્છા જ ન હોય, તો પછી તે ડોસાને હાજી હાજી કરીને થકવી નાંખો! તમે હા કહ્યા કરશો પણ લગ્નની કશી તૈયારી નહિ કરો તો પછી એની મેળે એ પોતે જ થાકશે કે નહિ? અને પછી થોડાક દિવસ સુરતને નમસ્કાર કરી દો, એટલે એ પ્રકરણ પતી જશે, સમજ્યા?"

"એટલે? હું કાંઇ તે સમજ્યો નહિ."

"એક-બે મહિના મુંબઇ કે અમદાવાદ તરફ ચક્કર મારી આવો, એટલે ડોસો થાકશે અને તમારો પીછો છોડી દેશે!" મનોરમાએ અરૂણને ઉપાય બતાવ્યો.

"ના, ના, ભાભી! એ બિચારા ભોળા બ્રહ્મા જેવા ડોસાને

ફસાવવો એ કાંઇ સારૂં દેખાય નહિ! મારા માટે ભાનુશંકરના અને બીજાના મનમાં જે માન રહેલું છે તે મારા એ કાર્યથી દૂર થઇ જશે અને તેઓ જ પાછા મારી નિંદા કરવા લાગશે."

મનોરમાથી હવે હસી ગયા વિના રહેવાયું નહિ. તે બોલી: "અંહંહં! વાહ રે તમારા માન માટેની તમારી કાળજી! આ તો ભોળી ભોજાઇને ઠગતા હશો કેમ? દિયરજી! ભાનુશંકરે તમને કાંઇ નાઇલાજ કર્યા લાગતા નથી–પણ મને લાગે છે કે તેને ગળે પડીને ઉલટા તમે તેને માથે આરોપ ચડાવો છો અને ભાભીના મ્હેણામાંથી મુક્ત થવાને ફાંફાં મારો છો!"

અરૂણ હસી પડયો. તેને લાગ્યું કે મનોરમાએ આબાદ નિશાન ટાંકીને ઘા કર્યો હતો અને હવે તેની પાસે ગલ્લાં તલ્લાં કરીને કશું છૂપું રાખવામાં માલ નથી. તે બોલ્યો: "ભાભી! જ્યારે તમને બધુંએ કહ્યું છે, ત્યારે વળી બીજું બધું છૂપું રાખવામાં શો લાભ છે? વૈદ્ય પાસે જવું અને નાડી ન બતાવવી એ કાંઇ ડહાપણ કહેવાય નહિ!"

"ત્યારે એવું ગેરડહાપણ કેમ કરો છો? ચટપટ બોલી જાઓને કે તમને કયો રોગ વળગ્યો છે, એટલે વૈદ્ય બિચારો રોગનું નિદાન તો કરે!"

અરૂણ બોલ્યો: "ભાભી! તમને હું ખરૂં જ કહું છું કે મારી કવિતાને પોષણ આપનારી, મારા હૃદયને ઉલ્લસિત કરનારી અને મારી મૂર્તિમંત સ્ફૂર્તિ એ રમણી પોતે જ છે! ભાભી! જો તે સુંદરીની સાથે મારૂં લગ્ન નહિ થાય તો હું સંસારનો ત્યાગ કરીને સંન્યાસી બની હિમાલય તરફ ચાલ્યો જઇશ!"

આ શબ્દો સાંભળીને દિઙ્મૂઢ બનેલી મનોરમા અરૂણની સામે ટગર ટગર જોતી ચિત્રવત્ બની ગઇ!

## પ્રકરણ ૯ મું.

### પ્રણય-કથાનક.

થોડી વારે માન્યનો ભંગ કરીને મનોરમા બોલીઃ " કવિરાજ ! તમારા આ ભાષણને તમારી કાવ્યસ્ફૂર્તિના ફુવારાની એક ધારા-રૂપ સમજવું કે એમાં કાંઇ સત્ય રહ્યું છે ખરૂં ? જો તે ખરૂં જ હોય, તો તમારા અંતઃકરણની આવી શોચનીય અવસ્થા ક્યારથી થઇ છે ? "

અરૂણુ બોલ્યોઃ " ભાભી ! હાંસી કરીને તમે મારા બળી રહેલા અંતઃકરણને કેમ વધુ ડામ દો છો ? તમને મારી માતારૂપ જ સમજીને મારૂં અંતઃકરણ મેં પૂર્ણપણે ઉઘાડું કરી બતાવ્યું; લાજ-શરમ છોડીને મારા પ્રેમક્ષુબ્ધ હૃદયનો પડદો મેં તમારી સમક્ષ ખુલ્લો કરી બતાવ્યો છે. ભાભી ! હવે જો હું આ સંસારમાં રહું એવી તમારી ઇચ્છા હોય તો તમે આ વાતનો તાબડતોબ કાંઇ પણ ઉપાય શોધી કાઢો. "

" એટલે ? હવે તમને કોઇ રીતે બેપગાના ચોપગા બનાવવા એટલું જ ને ? ઠીક છે, આ સઘળી વાત મને તમારા ભાઇના કાને નાંખવા દો, પછી વાત. "

" મોટા ભાઇને મારા મિત્ર મધુકરે આ વાત એક વાર કહી દીધી છે અને તમણે એવો જવાબ આપ્યો છે કે અરૂણને જો કશો વાંધો ન હોય તો મારે કશી હરકત નથી ! "

" ત્યારે પછી હવે ગાડું માર્ગે ચડી ચૂકયું છે. હું પાપડ-વડી-ઓની તૈયારી કરવા લાગું છું અને આજકાલ જોશી મહારાજને બોલાવીને મુહૂર્ત જોવડાવીએ એટલે બ્હેડો પાર ! "

" નહિ, નહિ, ભાભી ! જો વાત આટલી સરળ હોત તો પછી બીજું શું જોઇતું'તું ? મોટામાં મોટી મુસ્કેલી જ એ છે કે ખુદ

ઉષા લગ્ન કરવાને તૈયાર નથી !"

મનોરમા આશ્ચર્ય પામતી બોલીઃ "આ તો કાંઇ વિલક્ષણ વાત લાગે છે! તમારે ઉષાને પરણવું છે અને ઉષાની તેમાં મરજી નથી, પછી આ બધી ધમાધમ શા કામની?"

"મૂળ હરકત એ છે કે ઉષાનું મગજ કોઈ વિલક્ષણ પ્રકારનું છે! તે કહે છે કે નાટકોમાં અને નૉવેલોમાં નાયક-નાયિકાનો જે પ્રમાણે 'રોમૅન્ટિક્' પ્રેમવ્યવહાર થાય છે, તે પ્રમાણે થયા વિના પોતે બિલકુલ લગ્ન કરનાર નથી! તેના મગજમાં એવું ભૂત ભરાયું છે કે પ્રેમ વિના લગ્ન હોય જ નહિ અને પ્રેમની પ્રતીતિ માટે 'નાટકીયો' પ્રેમવ્યાપાર જોઇએ જ જોઇએ! પોતાની આ ભ્રમણાને માટે તે એવી જીદ પકડી રહી છે કે બિલકુલ માનતી જ નથી! હું તો ધારૂં છું કે નાટકો અને નૉવેલો વાંચીને તેનું મગજ ભ્રમિત બની ગયું છે!"

"શું એ ખરી વાત છે? ત્યારે એવી ગાંડીને ઘરમાં બેસાડીને તમે શું ફળ કાઢવાના હતા, દિયરજી?" મનોરમાએ પૂછ્યું.

"ભાભી! તેનું આ ગાંડપણ કેવળ ઉપર ઉપરનું જ છે! તે નાની હતી ત્યારે જ તેની માનું મરણ થયું હતું એટલે તેને આપણી રીતભાત શીખવનાર કોઈ બાઇ માણસ ભાનુશંકરના ઘરમાં ન રહ્યું; તેને પુરતા લાડમાં તેના પિતાએ ઉછેરી છે. તેણે વિદ્યાના ઝરણમાંથી બહુ જ થોડું અમૃત માત્ર ચાખ્યું છે અને તેથી ભળતી જ કલ્પનાઓ વડે તેનું મસ્તિક ભ્રમિત થાય એ સંભવિત છે. 'અધૂરો ઘડો બહુ છલકાય છે' એ કહેવત તો તમે સાંભળી હશે. પહેલેથી જ માતાની ધાક રહી નહિ અને મુંબઇ જેવા શહેરમાં રહીને તે ભણી એટલું જ નહિ પણ એના જે મામાને ઘેર એ મુંબઇમાં રહેતી હતી તે પોતે જ નાટક-ચીટકના બહુ શોખીન હતા, એટલે એ સઘળાનું એકંદર પરિણામ ઉષાના મગજપર આવા પ્રકારનું આવ્યું છે. તમારા જેવી ચતુર ગૃહિણીના હાથ નીચે તે થોડો વખત રહેશે એટલે એનું એ

ગાંડપણુ–તેના શુદ્ધ સરળ મનપરનો એ આછો આછો મળ–ત્વરાથી દૂર થઇ જશે, એવી મારી પાકી ખાત્રી છે. આ એક ભ્રમણા સિવાય બીજો કશો પણ અવગુણ તેનામાં નથી. અહાહા! શું તેનો મધુર કંઠસ્વર! શું તેનું ગાયન! શું તેના સ્પષ્ટ શુદ્ધ શબ્દોથી ભરેલી અમૃતસરીખી વાણી! ભાભી! તમારા સમ! એના લાવણ્યનું વર્ણન હું તો શું કરી શકું? પણ ખુદ કવિ કાળિદાસ પણ થાકી જાય!"

મનોરમા ઉત્તેજક સ્વરે બોલીઃ "સાબાશ, સાબાશ! કવિરાજ! હવે તમે બરાબર ઠેકાણે આવ્યા! હવે ભાભીને નહિ ઉડાવતાં ખરી વાત કહી! પણ તમે તેને મળવા ગયા હશો ખરા!"

"હા, ગયો હતો, પણ તેમાં જ મને મોટી નિરાશા પ્રાપ્ત થઇ! એવી મારી ફજેતી ભાગ્યે જ બીજી કોઇ વાર થઇ હશે! હું તો એને ત્યાં ગયો, તો દિવાનખાનામાંથી શું મધુરૂં ગાયન આવે? ભાભી! હું બહાર ઊભો ઊભો સાંભળીને જ સ્થંભી ગયો! પછી મેં અંદર જવાને ઘંટડી વગાડી તો ચાકરડીએ આવીને મારા નામનું કાર્ડ માંગ્યું! હું કાર્ડ લેઇ ગએલો નહિ એટલે મારૂં નામ કહેવરાવવાની ઇચ્છા કરી પણ તે સાંભળ્યા વિના જ ચાકરડી ચાલી ગઇ! બીજી વાર પ્રયત્ન કર્યો પણ એ સુંદરીની સાથે વાતચીતનો લાભ ન મળ્યો. એના અનુપમ સૌંદર્યને દૂરથી તો મેં ઘણીએ વાર જોયું છે! ભાભી! વિદ્યામાં જેવી અનુપમ છે એવી જ રૂપમાં અપ્સરા જેવી છે! સોનું અને સુગંધ બન્ને તેનામાં મળેલાં છે, માત્ર એ સોનામાં થોડી માટી મળેલી છે, તેનું સંશોધન તમારા જેવો સોની કરે તો એ શુદ્ધ કુંદનરૂપ બની જાય!"

"વાહ, દિયરજી વાહ! પહેલે તડાકે જ તમે તો રણક્ષેત્રમાં પૂંઠ બતાવીને પાછા ફર્યા ને શું! પણ લગ્ન થયા પછી કદાચ તમારા બન્ને વચ્ચે યુદ્ધ થશે તો પછી શું કરશો? વારૂ, પણ આ વાત અત્યારસુધી મારાથી છાની કેમ રાખી?"

"શરમને લીધે તમને અત્યારસુધી કશું કહી શક્યો નથી;

પણ અત્યારે જે કહ્યું છે તે બધું ધ્યાનમાં ઉતારીને આ માટે કાંઇક બંદોબસ્ત કરો તો મારા ચિત્તને શાન્તિ થાય !"

"ઠીક-ઠીક! તમે આટલા બધા અધીરા થયા છો તેની કશી દવા મારી પાસે નથી. સઘળું કામ ધીરે ધીરે થશે! જુઓ, પહેલાં તો તમારી ઘેલી પ્રિયતમાને મારે નજરોનજર જોવી પડશે!"

"જોવાનું ખાસ કારણ શું છે ?"

"કારણકે તેના રોગની મારે પૂરેપૂરી પરીક્ષા કરવી જોઇશે! રોગ જાણ્યા વિના વૈદ્ય કેવી રીતે દવા આપી શકે ?"

"વારૂ, પછી?"

"પછી તેના રોગનો ઉપચાર કરીને દૂર કરવો પડશે અને ત્યારપછી લગ્ન કરવા સંબંધી વિચાર ચાલશે !"

"અહોહો ! ભાભી! એટલો બધો વખત ધીરજ રાખીને બેસવું એ તો અશક્ય."

"ત્યારે એ રોગ મટવો પણ અશક્ય! એ ગાંડીનું ગાંડપણ દૂર કરવાની વાત તો દૂર રહી, પણ હજી તમે તમારૂં અધીરાઇરૂપી ગાંડપણ તો દૂર કરો !"

"પણ એટલો બધો વખત—"

મનોરમા વચમાં બોલી: "એટલો બધો વખત કેમ ન જોઇએ? જુઓ, તેનું ગાંડપણ દૂર થયા વિના તો તમારૂં લગ્ન થાય તેમ નથી જ, ખરૂં ?"

"હા; પણ તેનો ઉપાય તમે શું કરશો ?"

"ઉપાય તો હું ગમે તે કરીશ પણ એકવાર મારૂં કહેવું સાંભળી લો. આવતી કાલે તમે ભાનુશંકરને ત્યાં જઇને એવી ગોઠવણ કરો કે ઘરમાંના સઘળા પુરૂષો કાંઇ ને કાંઇ કામસર બહાર જતા રહે; પછી હું તેને ઘેર કોઈ પણ કારણ બતાવીને જઇશ અને તમારી એ ભ્રમિત પ્રિયતમાને મળીશ. ત્યારપછી ત્યાં જેવા રંગરાગ

દેખાશે તેને અનુસરીને ભવિષ્યમાં કેવી ગોઠવણ કરવી તે સંબંધે આપણે સાથે મળીને વિચાર કરીશું. પણ જુઓ, આ વાત આપણા ચાર કાન વિના પાંચમા કાને જાય નહિ હોં! તમારા ભાઇને પણ એ વાત કહેવાની નહિ! તમે જાણો છો ને કે લડાઇમાં અને પ્રેમમાં ગુપ્તતા જાળવવાથી જ વિજય પ્રાપ્ત કરી શકાય છે!"

"વારૂ, તમે કહો છો તે પ્રમાણે ગોઠવણ કરવાનું કાંઈ બહુ મુશ્કેલ નથી; કારણકે ભાનુશંકરના ઘરમાં પુરૂષ તો પોતે એકલા છે. નોકર ચાકરોમાં પણ પુરૂષ એકકે નથી! એટલે એ એકલા ડોસાને કયાંય બીજે મોકલી દેવા, એ તો નાની સરખી વાત છે!" અરૂણે કહ્યું.

"જોઈએ તો તમે તેમને એટલું કહેજો કે મારી ભાભી ઉષાને જોવા ઇચ્છે છે, તોપણ કશી ફીકર નથી."

"તે તો સઘળું થશે, પણ ભાભી! હું જાતે તો ભાનુશંકરને કહેવા જનાર નથી!"

"કેમ વારૂ? શું કારણ છે?" મનોરમાએ આશ્ચર્ય દર્શાવતાં પ્રશ્ન કર્યો.

"તેમની સાથે વાતચીત કરતાં મને બહુ શરમ આવે છે."

"વાહ, વાહ! આ તો મોટી નવાઈ! ઉષાને જોવા જતાં શરમ નહોતી આવી શું?"

"તે વખતે તો શરમ નહોતી આવી, પણ ત્યાંથી પાછા આવ્યા પછી ભાનુશંકર અને પેલા બાલાશંકરની પાસે જતાં તો મને બહુ જ શરમ આવી હતી, ભાભી!"

"ત્યારે હવે તેનો બીજો શો ઉપાય કરશો?"

"તમે કહો છો તે પ્રમાણે સઘળી ગોઠવણ હું મારા મિત્ર મધુકરની મારફતે કરાવીશ. બસ, પછી શી હરકત છે?"

"ત્યારે આ કામમાં વળી મધુકરને પણ જાણીતો કરવો?"

"એમાં કશી ફીકર નથી, ભાભી! બોલવા-ચાલવામાં મધુકર

મારે ચપળ હોવાથી મારા કરતાં તે આ કામ વધારે સારૂં બજાવશે. તમારા ઉપર તો મધુકરની માતા જેવી ભક્તિ છે. એટલે પછી આ વાત તેને કહેવામાં કશો સંકોચ રાખવાની જરૂર નથી."

"વારૂ, ત્યારે તેની માર્ફતે ભલે ગોઠવણ કરજો, મને કશી હરકત નથી."

"ઠીક, ત્યારે હું અત્યારે સૂવા જઉં છું; કાલે સ્હવારે જ મધુકરને મળીશ."

"રહો, રહો, એમ જવાશે નહિ! ગરજ સરી એટલે વૈદ્ય વેરી જ કે?"

"હજી કયાં ગરજ સરી છે? હજી તો વૈદ્યનું ઘણુંએ કામ છે!"

"એ કામ તો થશે, પરન્તુ એક વાર વૈદ્યની ફી નક્કી કરો! બોલો, મારી મહેનતથી તમારૂં ઉષા સાથે લગ્ન થાય, તો તેના બદલામાં તમે મને શું આપશો?"

"તમારે માટે સોનાની બંગડીઓ લાવી આપીશ."

"નહિ રે! બંગડીઓ તો મારી પાસે ઘણી છે; પણ મારે તમારી પાસેથી બીજું કાંઇ જોઇએ છે."

"ત્યારે જે જોઇતું હોય તે માંગી લો! હું તે અવશ્ય આપીશ."

"ત્યારે સાંભળો! મને બહુ દિવસથી અંગ્રેજી ભણવાની ઇચ્છા થઇ આવી છે. તમારા ભાઇ તો કોઇ વાર રાત્રે મોડા આવે ને કોઇ વાર આખી રાત નાટકમાં કે જલસામાં ગાળે! દિવસે મને નવરાશ મળે નહિ; માટે આવતી કાલથી રોજ રાત્રે એક એક કલાક તમારે મને અંગ્રેજી શીખવવું પડશે!"

"ધન્ય છે, ભાભી! તમારી એ માંગણી હું ઘણી હોંશથી પૂરી પાડીશ! તમારો ઉત્સાહ જોઇને હું દંગ થઉં છું! તમે ઘેર અભ્યાસ કરીને સારૂં ગુજરાતી લખતાં વાંચતાં શીખ્યાં, ગાતાં-બજાવતાં શીખ્યાં અને હવે અંગ્રેજી શીખવાને પણ તૈયાર થયાં છો!"

"કેમ ન શીખું? દેરાણી અંગ્રેજી ભણેલી આવવાની અને દિયર

દેરાણી મારાથી છાની અંગ્રેજી વાતચીત કરી લે અને હું તેમના સામે મ્હોં વિકાસીને બેસી રહું તે કેમ પાલવે ? હું પણ તેમની વાતચીત સમજી લેવાની અને તે માટે તમારી જ પાસેથી અંગ્રેજી શીખવાની !"

"તેની શી ફીકર છે ? પણ ભાભી ! ઉષા સંસ્કૃત ભણેલી છે અને હું સંસ્કૃત ભણેલો છું, માટે તમે સંસ્કૃત પણ શીખી લ્યો, નહિ-તો પાછળથી પસ્તાશો !" એટલું બોલતાં અરૂણ ખડખડ હસી પડ્યો અને ત્યાંથી ચાલ્યો ગયો. મનોરમાની યોગ્યતાની પ્રશંસાના વિચારો જ તે જતાં જતાં કરવા લાગ્યો: "અહા ! મારી ભાભી એક સાક્ષાત્ લક્ષ્મી છે ! સ્ત્રીકેળવણીના શત્રુઓ ! એકાન્ત ન્યાયે સ્ત્રીકેળવણીને દોષ દેશો નહિ ! સ્ત્રીકેળવણીના ઉષા જેવા દૃષ્ટાંતો જોઇને તે તરફ તિરસ્કાર ધરાવનારાઓ શું આ મનોરમાને જોઇને આનંદિત નહિ થાય ? પૂર્વજન્મમાં સુકૃત્યો કર્યાં હોય તો જ આવી પત્નીરૂપી દેવી પ્રાપ્ત થાય અને તે માટે મોટા ભાઇ કેટલા ભાગ્યશાળી લેખાવા જોઇએ ? પણ ભાઈ આ રત્નની કિંમત નહિ સમજતાં તેની અવ-ગણના કરે છે અને એ બિચારીને સંતપ્ત કરે છે ! ઓ પ્રભુ ! આ સાધ્વી સતીની તપશ્ચર્યા ઉપર પ્રસન્ન થઇને મોટા ભાઇને સન્માર્ગ દર્શાવ !"

---

## પ્રકરણ ૧૦ મું.

### ભાનુશંકર અને મધુકર.

બીજે દિવસે અરૂણ રોજ કરતાં વહેલો ઉઠ્યો અને લાગલો જ મધુકરને ત્યાં ગયો. મધુકર હજી તો બિછાનામાંથી ઉઠીને દાતણ કરી ચાહ પીવાની તૈયારી કરતો હતો, એવામાં અરૂણ તેની પાસે જઇ પહોંચ્યો અને ગઇ રાતે પોતા તથા મનોરમાની વચ્ચે થએલો નિશ્ચય મધુકરને જણાવ્યો. મધુકરે તે સઘળું શાન્તિથી સાંભળી લીધું અને

કહ્યું: " અને હવે મારે ભાનુશંકરને ઘરની બહાર હાંકી મેલવા એ જ કામ તું મને સોંપવા માટે આવ્યો છે ને ?"

" હા, એ જ. "

" એ તો હું ક્યારનોએ સમજી ગયો છું. વારૂ, ત્યારે હું આજે ભાંનુશંકરને ત્યાં જઇશ અને સઘળી વાત કહી તેમને ક્યાંક ખસેડી મેલીશ, પણ મનુ ભાભી કયે વખતે ત્યાં જવાનાં છે ? "

" આજે બપોરે બરાબર બે વાગતાં. " અરૂણે જણાવ્યું. મધુકરે અરૂણને માટે ચાહનો પ્યાલો મંગાવ્યો અને બન્ને જણ ચાહ પીવા બેઠા. ગઇ રાતની વાત કહેતાં અરૂણે મનોરમાને પોતાનાં પતિ તરફનું દુઃખ હોવાની વાત પણ કહી. થોડી વારે બન્ને છુટા પડયાં અને તે વખતે અરૂણે પુનઃ મધુકરને તેના આજના મોટા કાર્યની યાદ આપી.

બપોરે ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇને મધુકર ભાનુશંકરને ત્યાં ગયો. ભાનુશંકર ડોસા મધુકરને અરૂણના મિત્ર તરીકે સારી પેઠે ઓળખંતા હતા એટલે તેમણે તેનું સ્વાગત કરીને પોતાની પાસે બેસાડ્યો અને કુશળ અંતર પૂછીને પછી કહ્યું: " વારૂ મધુકરરાય ! આજે આપને મારૂં શું કામ પડયું છે વારૂ ? "

મધુકર બોલ્યો: " કાકાસાહેબ ! આપનું કશું ખાસ કામ તો મારે નથી, પરંતુ આપે તે દિવસે મને આપના હૃદયનું દુઃખ જણાવ્યું હતું ત્યારથી મને તે સંબંધી ચિંતા રહ્યાં કરે છે. આપની એ ચિંતા દૂર થાય તે માટે જે કરવું જોઇએ તે કરવું એ મારૂં કર્તવ્ય છે. આ સુરતમાં આપણી ન્યાતમાં આપના જેવા વૃદ્ધ, સન્માન્ય અને પૂજ્ય ગૃહસ્થ બીજા કોઇ મળવા મુશ્કેલ છે અને મારા જેવા જુવાનોએ આપના સરખા જ્ઞાનવૃદ્ધ પૂજ્ય ગૃહસ્થોની સેવા કરવી એ તો અમારૂં નિત્ય કર્મ લેખાય. "

" અહા ! મધુકરરાય ! તમારા મુખમાંથી ખરેખર અમી ઝરે છે ! તમારા શબ્દો સાંભળીને મને જેવો આનંદ થાય છે તેવો જ આનંદ તમારા મિત્ર અરૂણના શબ્દો સાંભળીને પણ થાય છે ! અહો !

તેનામાં પણ કેટલો વિનય છે ?! કેટલું ડહાપણ છે ! ”

“ આપ ખરૂં કહો છો. અરૂણનો હું બાલ્ય વયથી મિત્ર છું. આપની ઉષાને માટે તેના જેવો સદ્‌ગુણી પતિ મેળવવો એ તો પૂર્વ ભવના પુણ્યથી જ મળે ! ”

“ ખરી વાત, ખરી વાત ! મધુકરરાય ! તમારા પિતાને અને મારે પણ ઘણો જૂનો સ્નેહ હતો હોં ! કેવા બિચારા પ્રભુના ભક્ત જેવા હતા ? મરતાંને પણ ‘ મેર ’ ન કહે ! વારૂ, પણ મારી ઉષાના સંબંધમાં હમણાં તમે શું કહ્યું ? ”

“ હું એમ કહું છું કે ઉષાને માટે અરૂણ જેવો પતિ મળવો મુશ્કેલ છે. અરૂણના ભાઇ તથા ભોજાઇને પણ આપનું ઘર પસંદ પડયું છે. ”

“ એમ કે ? ત્યારે તો મોટા આનંદની વાત ! ” ડોસા ખુશ થતા બોલ્યા.

મધુકર બોલ્યોઃ “ ઉષાનું ચિત્ત જરા ચંચળ બન્યું છે, તેટલા માટે અરૂણની ભાભી મનોરમાનો વિચાર એવો છે કે આજે અહીં આવીને ઉષાને ઉપદેશની કાંઇ બે વાતો કહે, કે જેથી તેનો ભ્રમ દૂર થાય ! જુઓને કાકાસાહેબ ! આપના ઘરમાં ઉષાને શિખામણ આપનાર કોઇ વૃદ્ધ બાઇ માણસ નથી અને આ મનોરમા ભાભી એવાં ચતુર, ઠાવકાં અને નાનાં-મોટાં સૌની સાથે મળી જાય એવાં છે કે તે જરૂર ઉષાને ઠેકાણે લાવશે. માત્ર મનઃકલ્પિત નૉવેલો અને નાટકો વાંચવાથી તેનું મગજ ભ્રમી ગયું છે અને વળી એકલાં બેસી રહેવાથી તે ભ્રમણને ટેકો મળવા જેવું બન્યું છે. જો તે થોડો વખત બે-ચાર ડાહી સખીઓની સોબતમાં ગાળે તો તેમના પરિચયથી ઉષાનું ગાંડપણ થોડા જ વખતમાં દૂર થાય એવી મનોરમાની પકી ખાત્રી છે. ”

“ અહાહા ! એ તો લાખ રૂપિયાની વાત તમે કહી, મધુકરરાય ! તમને શું કહું ? મારી ઉષા બહુ લાડથી આવી બની ગઇ

છે; નહિતો શું બીજી છોકરીઓ ભણતી નથી ? પરમેશ્વરની કૃપા થાય અને જો અરૂણ સાથે મારી ઉષાનું લગ્ન થઇ જાય તો મારા મસ્તકપરનો મોટામાં મોટો બોજો દૂર થઇ જાય! અહાહા! તે લગ્ન વખતે મને કેટલો હર્ષ થશે ?"

"એમ ખરૂં કહો છો કાકાસાહેબ! પરન્તુ આપનો હેતુ જ્યારે સરલ રીતે સિદ્ધ થતો નથી, ત્યારે તે સિદ્ધ કરવાને મનોરમાએ એક યુક્તિ શોધી કાઢી છે."

"પ્રભુ મનોરમાનું કલ્યાણ કરો! તે શું કહેવા માંગે છે ?"

"તે એમ કહે છે કે આજે એકાદ કલાક પછી જ્યારે મનોરમા અહીં આવે ત્યારે આપ ઘેર હો તે ઠીક નહિ, કારણકે ગમે તેમ તો એ જુવાન બૈરૂં લેખાય અને સખીઓની સાથેનો વાર્તાવિનોદ જરા વિલક્ષણ પણ હોય, એટલે આપ બે કલાક અત્યારે બીજે કોઇ સ્થળે ગાળી આવો તો સારૂં, કે જેથી તે અહીં આવતાં શરમાય નહિ."

"એમાં શરમાવા જેવું શું હતું વારૂ ? કહો તો હું આ ઓરડાનાં બારણાં બંધ કરીને કેદી તરીકે પુરાઇ રહું!"

"ના, એમ કાંઇ નહિ, પણ મનોરમાની એવી ઇચ્છા છે કે આપ ઘેર ન હો તે જ વખતે એ અહીં આવે તો સારૂં."

"તો કશી ફીકર નહિ. ઉષાએ કોઈ બે પુસ્તકો મંગાવ્યાં છે તે લેવા માટે સાંજે હું બહાર તો જવાનો જ હતો, તો પછી અત્યારે જ જઉં છું. પણ મધુકરરાય! આજને માટે તો કશો વાંધો નથી, પણ હવે પછીને માટે એક બીજી અડચણ મને સાંભરી આવી."

"એવી શી અડચણ છે વારૂ ?"

"આવતી કાલે હું ઉષા અને સુશીલાને લઇને હેમંતપુરના રાજાની કુંવરીના લગ્ન પ્રસંગે ત્યાં જવાનો છું, એટલે થોડા દહાડા મનોરમા ઉષાને ઉપદેશ આપવાને આવી શકશે નહિ!"

" તે તો વળી થઇ પડશે, પરન્તુ આજની પહેલી મુલાકાતનો પ્રસંગ સચવાઇ જવા દો ! હું હવે જઉં છું."

" વારૂ, પધારો. હું પણ આ ઉઠયો—બહાર જવાને ! મધુકર-રાય ! આજે તમને મળવાથી મને બહુ જ આનંદ થયો હોં !"

મધુકર ચાલ્યો ગયો એટલે ભાનુશંકર ડોસા કપડાં પહેરી બહાર ચાલ્યા.



## પ્રકરણ ૧૧ મું.



### સ્વપ્નનો વૃત્તાન્ત.

વાચક! પુનઃ આપણે ઉષાના દિવાનખાનામાં પ્રવેશ કરીએ છીએ. બપોરનો સમય છે. ઉષા બપોરની નિદ્રામાંથી જાગૃત થયા છતાં હજી પલંગમાં જ બેસી રહી છે અને કાંઇ અતિગૂઢ વિચારમાં નિમગ્ન બની છે ! ચાકરડી શીતળ જળનો પ્યાલો ભરી લાવીને ઊભી છે, પરન્તુ ઉષાનું તેની તરફ ધ્યાન નથી. સુશીલા કોઇ એક વાર્ત્તાનું પુસ્તક વાંચતી સામેના સોફા ઉપર આડી પડી હતી તેનું ધ્યાન ઉષા તરફ દોરાયું અને તેનાથી સહસા જ બોલી જવાયું: "અરે ઉષા ! જરા મ્હોં ધોઇ નાંખી, વાળ સમારીને બેસ ! કેમ કાંઇ વિચારમાં પડી છે કે શું ?"

ઉષાએ જવાબ આપ્યો: "અહા ! કેવું રમ્ય સ્વપ્ન ? સુશીલા! વર્ષોનાં વર્ષસુધી હું એ જ સ્વપ્નમાં પડી રહી હોત તો કેવું સારૂં ?"

" અહો! શું તને કશું સ્વપ્ન આવ્યું હતું તેના વિચારમાં તું પડી છે ? કહે, કહે ત્યારે તારા સ્વપ્નનો વૃત્તાંત!"

પોતાના જ રમ્ય સ્વપ્નનું વર્ણન કરવાનું કામ ઉષાને બહુ પ્રિય લાગ્યું. હવે તેનામાં ચૈતન્ય સ્ફુર્યું. તે સત્વર બેઠી થઇ. અને મ્હોં ધોઇ નાંખી, એક નાના ટુવાલને ગુલાબ જળમાં ભીંજવી તેને મસ્તક

ઉપર નાંખીને સુશીલા પાસે બેઠી. સુશીલા પણ પુસ્તકને દૂર ફેંકી દઇને પોતાની સખીના સ્વપ્નનો વૃત્તાંત સાંભળવાને તૈયાર બની બેઠી હતી. ઉષા આવતાં જ તે બોલી ઉઠીઃ "બોલ, બોલ, તેં શું જોયું તારા સ્વપ્નમાં ?"

ઉષા બોલીઃ "જાણે કે હું ઇંદ્રની સભામાં નવાં નવાં વસ્ત્રોમાં સજ્જ થઇને હાથમાં ફુલની માળા લઇને સ્વયંવર મંડપમાં આવી છું અને સભામાં અવનવો વેશ ધારણ કરીને દેવો પણ પધારેલા છે.

સુશીલા આશ્ચર્ય પામતી બોલીઃ "અને પછી ?"

ઉષાના મુખમાંથી ગાન સરી પડવા લાગ્યું:—

* "સખિ સ્વપ્નમહીં પછિ મેં અવલોકયું બહુ બહુ દેવ વિરાજી રહ્યા,
"પણ મેં મનમાં કર્યું ચિંતન જેનું નહીં તહિં તે નજરે પાડયા !
"ફરિને ફરિ જોઇ વિચાર્યું બહુ કંઇ અંતરમાંથિ નિસાસ ખર્યા,
"કહિં છો મમ પ્રીતમ ! એમ પુકાર્યું અને કણ આંસુ તણા નિસર્યા."

સુશીલાએ ઉત્સાહપૂર્વક પૂછ્યુંઃ "વારૂ વારૂ પછી ?"

"પછિ કોપ થયો પ્રભુ ઇન્દ્ર તણો, કંઇ શાપ દુરીત દિધો મુજને,
"પતિનું નહિ દર્શન કીધું અને વળિ દેવસભા ગઇ ઊડિ નભે !
"બનિ બ્હાવરિ હું સખિ એકલડી નહિ માર્ગ સુજે જઉં કયાંહિ અરે?
"ભ્રમતાં ભ્રમતાં વન કાનનમાં અતિ સુંદર બાગ પડયો નજરે !"

આ સુંદર વૃત્તાન્ત સાંભળતાં સુશીલાને બહુ આનંદ થયો. વિશેષ ઉત્સુકતાથી તેણે પૂછ્યુંઃ "હં, હં, પછી તેં શું જોયું ?"

"સખિ શું કહું બાગતણી રચના ? અમરોનિ રચેલિ હશે સઘળી,
"તહિં મેં નિરખ્યો નિજ મિત્ર સમેત, અલૌકિક કોઇ યુવા નૃપતિ !
"પ્રમુદીત મને હું નિહાળિ રહી પછિ તો સમજી ગઈ હું અધિરી,
"હતું ચિન્તન ચિત્ત વિષે નર જેહનું તેહજ સ્વામિ હતો, સખિ રી !"

"અરે, વાહ રે વાહ ! આ સ્વપ્ન તો બહુ જ મજાનું ! વારૂ, વારૂ, પછી શું થયું ?" સુશીલાએ ઉત્કંઠ બનીને પૂછ્યું.

* ઇંદ્રવિજય છંદ.

ઉષા નિઃશ્વાસ નાંખતી બોલીઃ "પછી ? હા...ય ! પછીની વાત હું શું કહું સખી ? પછી તો જ્યાં હું એ પ્રિયતમના કંઠમાં પુષ્પમાળાનું આરોપણ કરવા જઉં છું, ત્યાં તોઃ—

"કહિં દૂરથિ આવિ તહીં નૃપતી તણિ નારિ બતાવતિ ક્રોધ ઘણો,
"અમ નેત્રમિલાપ થયો—ન થયો, તહિં ભંગ થયો સહુ રંગતણો !"

સુશીલા હસતી હસતી બોલી ઉઠીઃ "અહો, અહો ! ઉષા ! આ તો બધી પેલી ઉર્વશી અને રાજા પુરૂરવાની વાત તું બોલતી જણાય છે ને શું ? ત્યારે શું તેં વિક્રમોર્વશી નાટક સ્વપ્નમાં જોયું અને તું પોતે જ ઉર્વશી બની કે શું ?"

ઉષાને ઉર્વશીના ચરિત્રનું સ્મરણ થયું. આગલે દિવસે પોતે વિક્રમોર્વશી નાટક વાંચેલું, તે બહુ રમણીય લાગેલું, ઉર્વશી અને પુરૂરવાનો પ્રેમપ્રસંગ બહુ જ આનંદજનક ભાસેલો, ઉર્વશીની પેઠે જ પોતે કોઈ પ્રેમી પતિને સંપાદન કરે એવી અભિલાષા થએલીઃ એ સઘળું ઉષાના સ્મરણમાં આવ્યું. એ જ ચિંતનને પરિણામે પોતે એ જ સ્વપ્ન જોયું તે ખરેખર ઉર્વશીનું જ નાટક જોયું એવું હવે તેને સાંભર્યું. તે બોલીઃ "સખી સુશીલા ! ખરેખર એમ જ; પરન્તુ મારૂં સ્વપ્ન વર્ષોનાં વર્ષ ચાલ્યું હોત અને હું ઉર્વશી જ બની રહી હોત તો કેવું સારૂં ?"

"તે તો ઉર્વશી જ્યારે વનમાંની વેલી બનીને વર્ષોસુધી જડની પેઠે ઊભી રહી અને એ રીતે ઇન્દ્રનો શ્રાપ પૂરો થયો એ બધુંએ તારા સ્વપ્નમાં આવ્યું હોત તો જ ખબર પડત !"

સુશીલા એ શબ્દો પૂરેપૂરા બોલી રહી એટલામાં સામેનું બારણું ઉઘડ્યું અને એક પારસી બાળા બારણામાં જ દર્શન દેતી બોલીઃ "અંદર આવું કે બાઇજી ?"

ઉષા જરા ચમકી તો ખરી, પણ જરા સ્વસ્થ બનતાં તે બોલીઃ "ભલે, પધારોને બ્હેન !"

---

# પ્રકરણ ૧૨ મું.

## " ઓલેખનો બગીચો. "

મેહેરબાઇએ અંદર આવીને ઉષાની પાસે પડેલી ખુરશીપર બેઠક લીધી અને તુરત જ પોતાના નામનું ' ટાઇપ ' કરેલું વીઝીટીંગ કાર્ડ ઉષાના હાથમાં મેલી પોતાની ઓળખાણ આપી. ઉષાએ તે ઉપરનું " મેહેરબાઇ કાસવજી સોનાવાલા " એવું નામ વાંચ્યું પરન્તુ પોતે તેની સાથે કશી ઓળખાણ ધરાવતી હોય તેવું તેને સાંભર્યું નહિ. લાગલું જ મેહેરબાઇએ સુશીલા તરફ મ્હોં ફેરવીને તેને પૂછ્યું: " ઉસા બેહેન તો આપનું જ નામ કે ? "

" નહિ, આ મારી બ્હેનનું નામ ઉષાવતી છે. " સુશીલાએ જવાબ આપ્યો.

" એમ કે ? એવણુની સાથેનો મારો આ પહેલવહેલો મેલાપ છે એટલે એવણુને હું પિછાની સકી ન્હેંજી. વારૂ ઉસાવટી બેહેન ! હિંદુ ઇસ્તરીઓમાં આપ પેહેલવેહેલાં જ કોલજની કેલવની લેઇ આયવાં એ માતે હું આપને મોબારકબાદી આપુંચ. "

" થેંક યુ. " ઉષાએ ટૂંકો જવાબ આપ્યો અને આગળ ઉમેર્યું: " મારા સરખું કાંઇ કામકાજ હોય તો કહેજો. "

" ઓહ ! તે માતે તો હું અહીંયા વેર આવી છેઉંજી. જુઓની ! આપને બધાંય કેલવનીની લેહજત ચાખી ચૂયકાં છેયે અને આપરી બીજી બેહેનો બી કેલવની લેવા માંગે તે કાજે મેં એક માસિક ચોપાન્યું પરગટ કરવાનો એરાદો રાયખોછ, અને એમાં આપ બેહેનજીની મદદ મુને જોઇસે. "

" મારાથી બની શકતી મદદ હું જરૂર આપીશ. સ્ત્રીઓની ઉન્નતિને માટે આપણે સૌએ સાથે મળીને કામ કરવું એ આપણી ફરજ છે. "

"આપની સાથની વાતચિતથી મુને ખુસાલી પેદા થાયચ. ચોપાન્યામાં આપની મોહોતી મદદ તો મુને ફકટ લખાનોની જોઇસેજી. આપ આપની પસંદગીની કોઇ બાબદ ઉપાડી લેઓ અને તે વિસે લયખાં જ કરો તો બસ છે. વરી આય ચોપાન્યું ઓરતો માટેનાં બીજાં બધાંય ચોપાન્યાંથી જુદી જ એબારતમાં પરગટ કરવું એવો મેં મારા મનસે ઠેરાવ વટીક કીધોચ."

"કેવી જુદી એબારત તમે ઠરાવી છે ?"

"એ જ કે આય ચોપાન્યું ફકટ બાનુઓનાં જ લખાનોથી ભરપૂર બહાર પડે, તેમાં મરદોનાં લખાનો છાપવાના અખાડા કરવાના છેજી."

"એ તો ઘણું જ સારૂં. સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રીઓએ જ વિચાર કરવાનો છે અને તેમાં પુરૂષોએ હાથ ઘાલવાની જરૂર નથી—બલકે તે સંબંધે કશી સલાહ આપવાનો પણ તેમને અધિકાર નથી ! મેહેરબાઇ ! હું તમારા આ પ્રયાસની સફળતા ઇચ્છું છું. વારૂ, પણ માસિકનું નામ શું રાખ્યું છે ?"

"મારા બાવાજીનો એરાદો તો એનું નામ 'ગુલશને ઔરત' એવું રાખવાનો ઉતો."

"નહિ, એ તો ઘણું જ ખરાબ નામ!" સુશીલા વચમાં બોલી.

"એવું ઉર્દૂ ભાસાનું નામ બીજાંઓને પસંદ નહૈં આવે એમ મને લાયગું એતલે મેં મારી બેહેનને મુંબઇ લયખું જે તમે કોઇ નામ પસંદ કરીને લખી જનાવજોજી. તેપર તેવણે મુંબઇના એક ઇસ્તરી ઉપ્યોગી ચોપાન્યાનાં બાનુ અધિપતિની સલાહ લીધી અને "ઇસ્તરીલેખનો બગીચો" એવું નામ લખી મોકલયલું મને બી એ નામ પસંદ આયવું છ, અને વરી "ગુલશને–ઔરત" એ નામનો માયનો બી આય નવા નામમાં આવી જાયછ."

"નહિ નહિ, તે કરતાં તો એવા જ અર્થવાળું "સ્ત્રીલેખોદ્યાન" અથવા "વનિતા વિચારવાટિકા" એવું નામ રાખશો તો

વધારે ઠીક દેખાશે." ઉષાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" ન્હેં બેહેનજી, એ બાબતમાં હું આપના મતથી જૂદી પડું છુંજી. એવી સંસકુરત જડબાંતોડ ભાસા અમુને પસંદ નથી અને જાં વેર બને તાં વેર સાદી–સહેલી ભાસાજ હોવી જોઈએ એવું મારૂં અને મારા બાવાજીનું મત છેજી. આપ કદાચ ન્હેં જાનતા હોવો કે મારા બાવાજી મર્હુમ કાબરાજીના વખતથી છાપાઓમાં લખાનો કરતા આયવા છ."

" પણ તમોએ જો આ ચોપનીયું સ્ત્રીઓનાં લખાણોમાં જ બહાર પાડવાનો ઠરાવ કર્યો છે, તો પછી તમારા બાવાજી કે જે એક પુરૂષ છે તેમની સલાહ તમે શાને લ્યો છો ? "

મેહેરબાઈએ હસીને કહ્યું: "આપ સાચું કોહોછ! વારૂ, ઉસાવટી બેહેન! આપ એ ચોપાન્યામાં કઈ બાબદપર બયાન લખસોજી? આપની પસંદગીની ખાસ બાબદ કેઈ છે એ હું જાનવા માંગુંછ."

" હું તેમાં 'હિંદુ લગ્નનું અન્યાયીપણું' એ વિષયપર લખીશ, કારણકે એ બાબતનો મેં ખાસ અભ્યાસ કર્યો છે અને તેમાં ઘણી નવી નવી બાબતો ઉપર હું પ્રકાશ પાડવાની છું."

" ઘન્નું જ સારૂ. અમુને બી હિંદુ બાબતો વીસે લખાન કરનારની મોહોતી જરૂરત છે. મકુંજે ઉસાવટી બેહેન! આપ તે લખાનમાં કયા કયા નવા વિચાર લખસો તે તો જનાવો."

"હિંદુઓનાં હાલનાં લગ્નો તદ્દન ગેરવાજબી રીતે કરવામાં આવે છે. પિતા પુત્રીને માટે વર પસંદ કરીને તેની વેરે પરણાવે એ જંગલી રીત છે. માટે પુત્રીને પોતાને જ વર પસંદ કરવાનો હક આપવો જોઇએ. વળી વર પસંદ કરવાની રીત જુના વખતમાં જેવી હતી તેવી હોવી જોઇએ, એટલે કે જેવી રીતે શકુંતલા અને દુષ્યંતનો, માલતી અને માધવનો, પુરૂરવા અને ઉર્વશીનો, અથવાતો રોમીઓ અને જુલીઅટનો, લયલા અને મજનૂનો, ફરહાદ અને શીરીનનો પ્રેમ બંધાવા પામ્યો હતો, તેવી રીતે જ કોઇ વનપ્રદેશમાં, કોઇ સરોવરતીરે, કે ઉપવનની કુંજોમાં એ પ્રેમ બંધાવો જોઇએ અને પછી

લગ્ન થવું જોઇએ. આ જ ખરૂં પવિત્ર અને શાસ્ત્રીય લગ્ન હોઇ શકે."

મેહેરબાઇ થોડો વખત એ વિચારો જાણીને આશ્ચર્યથી સ્થંભી ગઇ, પરન્તુ તુરત હસતું મ્હોં રાખીને બોલી: "વારૂ, ભલે આપ એ બાબદપર લખજો. મને માફ કરો તો એક બાબદ પૂછવાનો મને એરાદો થઇ આયવોછ."

"ખુશીથી પૂછો."

"આપ બેહેન પરનેલાં છેઓ કે ન્હેં ?"

"હું હજી કુંવારી છું અને જ્યાંસુધી મેં કહ્યું તેવી રીતે કોઇ પ્રેમી પતિ મને મળે નહિ ત્યાંસુધી હું કુંવારી જ રહેવાની છું."

"આપની કોમમાં કાંઇ વરનો ટોટો હોતો નઠી તો કોઇ ભનેલા જવાનને પસંદ કરીને ચાર ચોખા છાંટી લેઓ તો સોજજી વાત."

"નહિ! એવા ભણેલા પણ સુક્કા-લુખ્ખા દિલના પતિને હું શું કરૂં ? જ્યાંસુધી ઉર્વશીની પાછળ ઘેલા બનેલા પુરૂરવાના જેવો પ્રેમી પતિ ન મળે ત્યાંસુધી ન પરણવું એ જ સારૂં છે, એવો મારો મત છે અને એ જ મત હું મારા લેખમાં પ્રતિપાદન કરીશ." ઉષાએ આવેશમાં આવી જતાં કહ્યું.

"ઘન્નું જ સારૂં બેહેનજી! ખોદા મદદઇઓનાં ડાચાં બંધ કરે અને આપના એરાદામાં ફત્તેહ મલે. લેઓ તીયારે હું હવે રજા લેઉંછુંજી !"

"ભલે ખુશીથી પધારો! આપના કામમાં હું આપને મદદ કરીશ, એ માટે નચિંત રહેજો."

"આપની મેહેરબાની છે તો મુને જરૂર ફત્તેહ જ મલશેજી." એમ કહેતાં મેહેરબાઇ પાછી ચાલી ગઇ અને ઉષા તેને વળાવવાને બારણાંસુધી ગઇ. મેહેરબાઇ બહાર ઊભેલી બંધ બારણાંવાળી ગાડીમાં બેઠી.

# પ્રકરણ ૧૩ મું.

## ગુપ્ત સંકેત.

"કેમ ભાભી ! શું પરિણામ આવ્યું ?" મેહેરબાઇ ગાડીમાં બેસતાં જ મોંહે ચુપચુપ બેસી રહેલા અરૂણે પ્રશ્ન કર્યો: "તમારો વેશ કળાયો તો નથીને ?"

વાચકને ફરી કહેવાની જરૂર નથી કે ઉષાની મુલાકાત મનોરમાએ જ એક પારસી બાળાના વેશમાં અને પારસીશાઇ બોલીમાં લીધી હતી! મનોરમાએ જવાબ આપ્યો: "દિયરજી, ખરેખર તમે ભેજાંફાટેલ છોકરી શોધી કાઢી છે, પણ બિચારી છે તો ભોળી! તેના મગજમાં એક ધૂન ભરાઇ છે, ને તે ધૂન દૂર કરનાર કોઇ વૈદ્ય મળી આવે તો તેના જેવી શાણી અને સુશિક્ષિત બાળા ભાગ્યે જ બીજી કોઇ હોય. મારી પારસીશાઇ બોલીમાં મેં એને એવી તો બનાવી હતી કે તે બિચારી સમજી શકશે જ નહિ!"

"વારૂ, તમે તેની સાથે શી વાત કરી ?"

"મેં એક સ્ત્રીઉપયોગી માસિક પત્રના બાનુ અધિપતિનો વેશ લીધો હતો અને મારા માસિક "સ્ત્રીલેખનો બગીચો" માટે તેની પાસેથી લેખની મેં માગણી કરી અને લેખની પસંદગીની વાતચીતમાં મેં તેના પોતાના લગ્ન સંબંધે વિચાર જાણી લીધા." મનોરમાએ ટૂંકો અહેવાલ કહ્યો.

"તેની ધૂન તમે બરાબર જાણી શક્યા ? તે રોગનું ઓસડ તમારા ધ્યાનમાં બરાબર આવ્યું છે ?"

"હા. રોગ પરખાયો છે અને તેનું ઓસડ પણ મારા મગજમાં ઉતરી ગયું છે. હવે તે પ્રયોગ બરાબર અસર કરે તે રીતે અજમાવવાનો છે."

"પણ આપણને મધુકરે કહ્યું કે આવતી કાલે ભાનુશંકર

તે બન્ને બ્હેનોને સાથે લઇને હેમન્તપુર જવાના છે. પછી કેમ થશે ?” અરૂણે ચિન્તા દર્શાવી.

“હેમન્તપુરથી તે પાછા આવશે, પછી આપણે આપણો પ્રયોગ ચલાવીશું !” એટલું બોલીને મનોરમા અરૂણના વદન ભણી તાકી રહી.

અરૂણ કાંઇક નિરાશ થતો જણાયો. થોડી વાર રહીને તે બોલ્યો: “ત્યારે શું આપણે એટલા દિવસ નકામા બેસી રહેવું પડશે ?”

મનોરમા હસી પડી અને બોલી: “ઓહોહો ! અરૂણભાઇ ! આટલી બધી અધીરાઇ શી ? હું તો તમારી પરીક્ષા કરૂં છું ! તમે ઉતાવળા ન થાઓ, આપણને નકામા બેસી રહેવું પડશે નહિ, પરન્તુ ઇષ્ટ હેતુ સાધવાનો આપણો પ્રયત્ન આવતી કાલથી જ શરૂ થશે.”

“પણ તે કેવી રીતે ? એ તો કાલે હેમન્તપુરમાં જઇને બેસશે અને આપણે અહીં માંખો ઉરાડતા બેસી રહીશું.” અરૂણે નિરાશા દર્શાવી.

“તમે શાને અધીરા બનો છો ? મેં સઘળી ગોઠવણ ધારી રાખી છે અને જ્યારે વખત આવશે ત્યારે હું તમને તે જણાવીશ. અત્યારે તો હું તમને ફરીથી યાદ આપું છું કે મારા કહ્યા પ્રમાણે તમારે મુંગે મોંઢે ચાલ્યા કરવું અને વચ્ચે કશો પણ સવાલ કરવો નહિ: હું જે જે યુક્તિઓ કરૂં તે જોયા કરો અને પ્રસંગોપાત તમને સૂચના કરૂં તે પ્રમાણે ધ્યાન રાખીને વર્ત્યા કરો.”

“વારૂ, તે પણ કબુલ છે; પણ અત્યારે મને તે જણાવવામાં કશો વાંધો છે ?”

“હા વાંધો છે તેથી જ હું તમને તે કહેતી નથી. ચાલો, હવે ઘર આવ્યું, પહેલાં તમે ગાડીમાંથી ઉતરી જાઓ અને તમારા ભાઇ ક્યાં બેઠા છે તે મને કહી જાઓ એટલે પછી તેમની નજરે પડ્યા વિના જ હું મારા ઓરડામાં પેસી જઉં; નહિતો વળી મારો આ વિચિત્ર વેશ તે જોઇ જશે અને કાંઇ તર્કવિતર્ક કર્યાં કરશે !”

ગાડી ઘર આગળ આવીને ઉભી રહી.

# પ્રકરણ ૧૪ મું.

## હેમન્તપુર.

હેમન્તપુર બીજા વર્ગનું દેશી રાજ્ય હતું અને જ્યારે ભાનુ-શંકર સરકારી નોકરીમાં હતા ત્યારે એ રાજ્યે કેટલાંક વર્ષ સુધી તેમની નોકરી ઉછીની લઇને હેમન્તપુરના મોટા ન્યાયાધિકારી નીમ્યા હતા. ભાનુશંકર સરલ રીતભાતોવાળા અને ન્યાય તોળવામાં નિષ્પક્ષપાત હોવાથી તેમના ઉપર રાજાની મહેરબાની ઉતરી હતી અને તેથી સરકારમાંથી તેમની નોકરી શરૂઆતમાં ત્રણ વર્ષને માટે જ માંગવામાં આવી હોવા છતાં પાછળથી તેમાં બીજાં વર્ષોનો ઉમેરો કરીને ૧૦ વર્ષસુધી રાજાએ ભાનુશંકરને પોતાના રાજ્ય-માંથી જવા દીધા નહોતા. તે વખતે રાજાનો જે પ્યાર ભાનુશંકર ઉપર ઉતર્યો હતો તે હજી પણ ચાલુ ને ચાલુ જ રહ્યો હતો. ભાનુશંકર પેન્શનપર રીટાયર થયા હોવા છતાં કોઇ કોઇ વાર હેમન્તપુર જતા અને પોતાના જૂના સ્નેહીઓને મળી આવતા તથા એ રીતે રાજાની પ્રીતિને પણ તાજી ને તાજી રાખતા. હેમન્તપુરના કેટલાક અધિકા-રીઓ અને ભાનુશંકરના હાથ નીચે કામ કરનારા નોકરો હજી પણ તેમને સંભારતા અને જ્યારે જ્યારે ભાનુશંકર હેમન્તપુર જતા ત્યારે ત્યારે તેમની પાસે જઇને રાજ્યની નવાજુનીનો ઇતિહાસ કહી સંભળાવતા તથા પોતાનાં સુખ દુઃખની વાતો કરતા. ભાનુશંકર તે સઘળું ઉત્સાહપૂર્વક સાંભળતા, જુનાં સ્મરણોને તાજાં કરતા અને નવા તથા જુના પ્રસંગોની સરખામણી કરી નવા પ્રસંગોને અનુકૂળ આવે એવી સલાહ રાજ્યના નોકરોને આપવાનું કદી ચૂકતા નહિ. હેમન્તપુરના રાજાની કુંવરીનાં લગ્ન ઉપર મ્હાલવાની હવે ભાનુશં-કરની ઇચ્છા નહોતી અને અવસ્થા અતિવૃદ્ધ હોવાથી મુસાફરી કરવાનું હવે તેમને ગમતું પણ નહિ, તોપણ હેમન્તપુરમાં પોતે

દશ વર્ષ રહેલા અને ત્યાંના લોકોની પ્રીતિ સંપાદન કરેલી તેથી તેમ જ રાજાજીના અતિ આગ્રહથી હેમંતપુર જવાની ઇચ્છા તેમને સ્ફુરી આવી અને રાજાજીની સૂચના પ્રમાણે ઉષાને તથા સુશીલાને પણ સાથે રાખવાનું વાજબી માન્યું.

હેમન્તપુરમાં ભાનુશંકર પહોંચ્યા ત્યારે તેમણે એ નગરને કેવળ નવું જ બની ગએલું જોયું. રાજકુંવરીના લગ્નનો પ્રસંગ હોવાથી રાજ્ય તરફથી તેમજ ઉત્સાહી પ્રજાવર્ગ તરફથી નગરની શોભામાં મોટો વધારો કરી મેલવામાં આવ્યો હતો. ઠેર ઠેર વિજળીની બત્તીની, રંગબેરંગી કપડાંથી મઢેલી કમાનોની અને ધ્વજાપતાકાની શોભા પરોણાઓને આવકાર આપવા માટે કરવામાં આવી હતી. નાનાં મોટાં દરબારી મકાનોને સમરાવીને તથા સાફસુફ કરાવીને પરોણાઓના ઉતારાને માટે તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ભાનુશંકરને રાજ્યના પરોણાઓની સાથે એક ઉતારો આપવામાં આવ્યો અને ઉષા તથા સુશીલાની સેવામાં એક દાસીની નીમણુક કરવામાં આવી. પરોણાઓની સેવામાં રાજ્યના તમામ નોકર ચાકરો એક પગે રહેતા હતા અને તેમની સગવડો પૂરી પાડવાને લખલૂટ ખર્ચ કરવામાં આવતો હતો. કુંવરીના લગ્નોત્સવની ધામધૂમ એકસરખી રીતે આઠ દિવસ ચાલી અને ત્યારપછી પરોણાઓ વેરાવા લાગ્યા. એ આઠ દિવસમાં ભાનુશંકરને રાજાની મુલાકાતનો યોગ માત્ર એક જ વખત મળી શક્યો હતો કારણકે લગ્નોત્સવની ધામધૂમમાં તેમને બિલકુલ ફુરસદ મળી શકતી નહિ. જ્યારે પરોણાઓ એક પછી એક વિદાય થવા લાગ્યા ત્યારે ભાનુશંકરે પણ રાજાજીની રૂબરૂમાં જઇને વિદાય માંગી. રાજાજીએ હસતે ચહેરે જવાબ આપ્યો: “ અરે ભાનુભાઇ ! તમને તો હું કેવી રીતે રજા આપું ? આટલા દિવસ ઉત્સવની ધામધુમમાં ગયા એટલે તમારી સાથે એક કલાક પણ નિરાંતે બેસીને વાતચીત કરવાનો વખત મને મળ્યો નથી. તમારે તો હજી અહીં બે અઠવાડીયાં રોકાવાનું છે. ”

"ના, મહારાજ! એટલા બધા દિવસ હું થોભી શકું તેમ નથી."

"કેમ વારૂ? હવે તમારે ઘર આગળ શું કામ પડી રહ્યું છે? જેવા સુરતમાં દિવસ ગાળવાના છે, તેવા અહીં પણ ગાળવાના છે. અને હવે તમે તમારો ઉતારો બદલીને નજીકમાં લાવો એટલે તમને અવારનવાર મળવા માટે બોલાવતાં ફાવે."

રાજાજીના આગ્રહને તાબે થવાની ભાનુશંકરને ફરજ પડી. રાજ્યખર્ચ ખાતાના ઉપરીને બોલાવીને રાજાજીએ ફરમાવ્યું એટલે તે જ દિવસે સાંજે ભાનુશંકરનો સરસામાન રાજાજીના મ્હેલની બાજુએ આવેલા એક જૂના અને નાના બંગલામાં આવીને પડયો. આ સ્થળ ઉષા અને સુશીલાને વધારે ગમ્યું કારણકે તે એકાંત તેમ જ મનોરમ હતું. રાજાજીએ નવો રાજમહેલ બંધાવ્યો ત્યારથી એ જુનો નાનો મહેલ બહુધા ખાલી પડી રહેતો હતો અને તેની આસ-પાસનો નાનો બગીચો રાજકુટુંબના ઉપયોગમાં આવ્યા વિના એમનો એમ પડી રહેતો હતો. કોઈવાર કોઇ મ્હારા પરોણાઓને ત્યાં ઉતારો આપવામાં આવતો અને બાગને ઠીક ઠાક રાખવાને માટે એક ઘરડા માળીને રાખવામાં આવ્યો હતો તે સિવાય એ સ્થળની સંભાળ બી-જાઓ ભાગ્યે જ લેતા હતા. રાજાના કોઇ નોકર ચાકર કામથી થાકી કંટાળીને કોઇ વાર એ બગીચામાં છુપાઇ બેસતા અથવાતો જુના મહેલના કોઇ ખૂણામાં ભરાઇ રહીને કાંઇ ખટપટ મસલત ચાલતી તે વિના એ સ્થળે કોઇ બીજું આવતું જતું પણ નહિ.

આ એકાન્ત મનોરમ સ્થળ ઉષા અને સુશીલાને મન સ્વર્ગ જેવું આનંદદાયક લાગ્યું. બે વખત ખાઈ પીને બગીચામાં ભમ્યાં કરવું, ગાયનો ગાઇને તરંગો દોડાવ્યા કરવા અને અવનવાં સ્વપ્નોમાં લીન રહેવું એ જ તેમના આખા દિવસનો મુખ્ય કાર્યક્રમ થઈ પડયો. ભાનુશંકર બહુધા બપોરે સૂઇ રહેતા અને સ્હવારે કોઇ વાર રાજાજીની પાસે જઇને બેસતા તે વિના તે પણ આળસમાં દિવસો ગાળતા હતા.

# પ્રકરણ ૧૫ મું.

## ગાનમુગ્ધા ઉષાવતી!

સાંજનો સમય હતો. ઉનાળાની ઋતુ હોવાથી સાંજનો મધુરો પવન બગીચાની વનસ્પતિમાં થઇને વાતાં કિંચિત્ શીતળતા ધારણ કરીને ત્વચાને સુખકર લાગતો હતો. ભાનુશંકર પણ તાપથી કંટાળી આજે તો ઉષા અને સુશીલાની સાથે બાગમાં જરા લટાર મારવાને નીકળ્યા હતા. બગીંચાની વચ્ચે એક નાનું બનાવટી તળાવ કરવામાં આવ્યું હતું અને આસપાસમાં ફુલનાં કુંડાં છોડ અને મેંદીની વાડો ઉગાડવામાં આવી હતી. આસપાસમાં વપરાશ વિના કાળાં પડી ગએલાં પત્થરનાં આસનો મુકવામાં આવ્યાં હતાં. એ સ્થળે આવતાં જ ભાનુશંકરને જરા ઠંડક મળી અને હર્ષ પામતાં તેમણે કહ્યું: "ઉષા! સુશીલા! આવો, અહીં બેસો જરા! જુઓ તો! કેવી શીતળતા, બ્યાપી રહી છે? અહાહા! કેવું આ એકાંત મધુર સ્થળ છે? મેં તો તે આજે જ જોયું. આ નાનુંશું તળાવ, આ ડોલી રહેલાં કરેણનાં ફુલ, આ ફુલથી ઉભરાએલો હજારીનો છોડ! અહાહા! કેવો રમણીય બગીચો છે? ઉષા! બેસ, હું પણ ગરમીની અકળામણ દૂર કરવાને જરા અહીં બેસું છું." એમ કહી ભાનુશંકર એક શિલાસનપર બેઠા અને તેમનાથી થોડેક દૂરના આસનપર બન્ને બ્હેનો બેઠી. ભાનુશંકર પાસે હોવાથી ઉષાનાં તરંગી ભાષણો અટકી પડયાં હતાં અને તેને બહુ મુંઝવણ આવતી હતી, પરન્તુ એટલામાં થોડી વારે ભાનુશંકર ઉઠી ગયા એટલે ઉષાની મુખધારાઓ વરસવા લાગી: "સુશીલે! કેવો રમ્ય આ ઉદ્યાન છે? પિતાજીના જેવા ગદ્યમય અને 'અનરોમૅન્ટિક' મનુષ્યના સાદા-ભોળા મનને પણ આ બાગે મોહ પમાડયો! અહાહા! અદ્ભુત, રમ્ય, સ્વપ્નમય, રમણીય, કાવ્યકલ્પનાપૂર્ણ એવા જે સુંદર સ્થળની કલ્પના આજ અનેક દિવસથી મારા મનમાં સતત વાસ કરી રહી હતી તે

જ આ સ્થળ મારા સદ્ભાગ્યયોગે મારી નજરની સમીપમાં આવી રહેલું છે. સુરતના બગીચાઓ ગમે તેટલા સારા અને વિશાળ હોય, પણ આ એકાંત બગીચાની પાસે તેનો શો હિસાબ છે ! ખરેખર, રોમેન્ટિક્-રોમેન્ટિક્ ! આ પદ્મ-પુષ્પથી સુંદર દેખાતું નાનકડું તળાવ, તેના કાંઠાપર આ શિલાસનો, આસપાસમાં આ ધીચ વનસ્પતિ અને પુષ્પલતાઓ, આ વાંકાચુંકા અને સ્વચ્છ માર્ગો, પ્રેમજળની ધારાઓ ઉડાડતો આ સંગેમરમરનો ફુવારો, વૃક્ષોપરથી કલકલ કરતાં પક્ષીઓનું પ્રેમગાન, પુષ્પોમાંથી રસ ચુસતા ભ્રમરોની ગુંજા, આ રમણીય શાંતતા-ખરેખર એ સઘળું અદ્ભુત-રોમૅન્ટિક્ છે ! પણ સખી સુશીલે !" એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને ઉષા બોલીઃ " એ સર્વ રોમેન્સનો શું ઉપયોગ ?

* " ઉપવન રમણિય જોઇ, વિરહાગ્નીની જ્વાળા ઉર ઉઠતી,
" સુરભિ કુસુમની માળા, શૂળી સમ મમ મસ્તક ભ્રમ કરતી !
" કોકિલકૂજન સુણિને, અંતર્ ફડફડતું, નહિ ચેન પડે;
" ધારા જલયંત્રોની, અગ્નિકણ સમ શરીર દગ્ધ કરે !
(સાખી) " સુમંદ શીતલ વાયુનો, થાયે જ્યાં સંચાર,
" કંપે થરથર કાળજું, ન પડે ચેન લગાર !
" પક્ષીકેરાં યુગલો, સાથ વિચરતાં જોઉં છું જ્યારે;
" ગભરાઉ અંતરમાં, હું પંખિણિ પતિસહ વિચરૂં ક્યારે ?"

સુશીલા બોલી ઉઠીઃ " અરે સાંભળ સાંભળ, ઉષા ! જો, જો, પેલી તરફથી કોઈ વાંસળી બજાવે છે અને ત્રુટક ત્રુટક ગાય છે ! "

બન્ને સખીઓનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેઓએ જોયું કે કોઇ સુંદર નવયુવક ધીરે ધીરે પગલે વાંસળી બજાવતો બજાવતો ચાલ્યો આવે છે ! તેણે શરીરે ઝીણું મલમલનું અંગરખું, ખુલતા આસમાની રંગનો ફટકો અને ઝીણું કોરદાર ધોતીઉ પહેર્યું હતું. મ્હોંપર મૂછનો દોરો પણ ફૂટયો નહોતો તે પરથી તેનું વય અઢારેક વર્ષથી વધારે લાગતું નહોતું. ચહેરો કામદેવ જેવો સ્વરૂપવાન અને

* ગીતિ.

વર્ણ તપાવેલા સોના જેવો ઉજ્જવલ હતો. માથાની બાબરી 'કર્લ' કરીને એક બાજુએ સેંથી પાડી હતી તે તેના ફટકામાંથી સહેજ સહેજ દેખાતી હતી. નજીક આવતાં તેણે ધીમે સ્વરે ગાયન ગાવા માંડ્યું:

* " રાધા, રાધા ! હૃદયવલ્લભા ! કોપ તું ત્યજને શાણી !
" શોધું તને ક્યાં ? શ્રમ આપે કાં ? ઉચ્ચાર મધુરી વાણી !
" કુંજ નિકુંજ લતાને સમજું, ભ્રમથિ હું પ્રિયા રાધા !
" આલિંગન દે રોષ ત્યજીને, માનિનિ ! યૌવનમુગ્ધા !
" તુજ વિણુ સુંદરી ! વિષ મુજ મનમાં અમૃત જે સ્વર્ગતણું;
" તુજ દર્શનથી માનું કે મળ્યું, રાજ્યવિભવ સૌખ્ય ઘણું !
" રાધા, રાધા ! હૃદયવલ્લભા ! કોપ તું ત્યજને શાણી !
" શોધું તને ક્યાં ? શ્રમ આપે કાં ? ઉચ્ચાર મધુરી વાણી ! "

ત્રુટક ત્રુટક એક પદ મુખથી ગાઇને પુનઃ તેને જ વાંસળીના મધુર સ્વરમાં ઉતારતો અને ઉષાને તેના રસમાં તલ્લીન કરતો એ યુવક પાસે થઇને જ પસાર થઇ ગયો અને બન્ને સખીઓ તેના ફટકાના ફરફરતા છેડાને દૂર દૂર ચાલ્યો જતો ઘણા વખતસુધી જોઇ રહી. તે દૃષ્ટિની બહાર ગયો એટલે ઉષાનું એ સુખસ્વપ્ન પૂરૂં થઈ ગયું ! તે બોલી: " અહા ! હું જાગૃત છું કે સ્વપ્નમાં છું ? બંસીનું કેવું મધુર ગાન ! કેટલું મોહક ! સુશીલા ! સુશીલા ! એક ક્ષણમાં પોતાના મધુર ગાનથી મનને મુગ્ધ બનાવી મેલનારો, સ્વરૂપમાં સાક્ષાત્ રતિપતિને પણ લજાવનારો એ યુવક કોણ છે ? બસ, બસ, ખરેખરૂં રોમન્સ તો આ જ !"

સુશીલા બિચારી શો જવાબ આપે ? તેના ચિત્તની દશા પણ એ મધુર ગાયને અને તે ગાનારાએ ઉષાના જેવી જ બનાવી મેલી હતી ! તે તો દિગ્મૂઢ અવસ્થામાં ઉષાના પ્રશ્નનો કશો પણ ઉત્તર આપ્યા વિના જડવત્ મૌન જ બેસી રહી !

---

* મરાઠી ચાલની સાખી—થોડા ફેરફાર સાથે.

# પ્રકરણ ૧૬ મું.

## તૃષાતુર ચાતકી !

થોડીવારસુધી ઉષા અને સુશીલા સ્તબ્ધ બનીને બેસી રહી અને માંહોમાંહે વાતચીત કરવાનું ચૈતન્ય પણ તેમનામાં ન હોય એટલેસુધી તેમની પરવશ સ્થિતિ થવા પામી હતી. ઉષાના મનનું આકર્ષણ એટલું બધું થવા પામ્યું હતું કે એ નવયુવકની નાત-જાત કશું પણ જાણવાની દરકાર વિના તે તેને પોતાના મનથી હૃદયવલ્લભ માનવા લાગી હતી. થોડી વારે તે બોલવા લાગી: " અહાહા ! તેના ગાયનનું અને વાંસળીનું તાન હજી પણ મારા કાનમાં કેવું ગાજી રહ્યું છે ! ' રાધા ! રાધા! હૃદયવલ્લભા ! કોપ તું ત્યજને શાણી ! ' એ ટકનો કેવો મધુર આલાપ ! અહો મનમોહન ! તારા સરખા નયનમનોહર સુંદર નટવર ઉપર કોપ કરનારી એવી હતભાગિની અરસિક રાધા વળી કોણ હશે ? અહાહા ! તારા ઉપર તો આ દેહ પણ ફીદા છે ! સખી સુશીલે ! એનો વેશ પણ કેટલો સુંદર ? અને તેનો ફરફરતો સુંદર ફટકો, એ ગિરિશિખરોને અલગ કરનારી ખીણના જેવી ઝીણી સેંથી, સુંદર રીતે કર્લ કરેલી બાબરી ! અહો ! તેના મસ્તકની મનોહરતાએ જ મારા દિલને તો જીતી લીધું છે! બંસી બજાવતાં અને સાથે ગાયન કરતાં તેની મુખમુદ્રા કાદમ્બરીના નાટકમાં જોએલા ચંદ્રાપીડને કેટલી મળતી હતી હેં ! અહા ! રૉમેન્ટિક ! અદ્ભુત ! "

સુશીલા હવે કંઈક ભાનમાં આવી હતી. તે બોલી: " ઉષે ! એ તો મને ખરેખર મૅજીક-ઇંદ્રજાળ જેવું જ લાગ્યું છે ! મને લાગે છે કે આપણા ધ્યાનમાં, મનમાં અને સ્વપ્નમાં સદા સર્વદા વસી રહેલું એ દિવ્ય ' રોમૅન્સ ' મૂર્તિમાન્ પ્રકટ કરીને તેમાં જ પરમેશ્વર આપણો અંત લાવશે ! અહા ! મલય પર્વતપર થઇને વાતા ચંદનમિશ્રિત વાયુના જેવો ' સુગંધી સમીર કેવો મંદ મંદ વહી રહ્યો છે ! સૂર્યદેવ

અસ્તાચળમાં ડૂબી જવાને કેવા તૈયાર થઇ રહ્યા છે! ફીક્કો ચંદ્ર પણ કેવો ધીમે ધીમે તેજ ધારણ કરતો જાય છે?"

"ખરેખર, પ્રકૃતિસુંદરી અત્યારે મનોહર નૃત્ય કરી રહી છે! સુશીલા! મને એવી ઉત્કટ ઇચ્છા થઇ આવી છે કે હું ગાયનના તાનરૂપ સૂક્ષ્મ દેહ ધારણ કરીને આ શાન્ત સ્નિગ્ધ વાયુલહરિની સાથે સાથે વહી જઉં!

*" વિશ્વમોહિની! ગાનકળા તું! વાયુરૂપિણી દેવી!
" કૃપાપ્રસાદ તું અર્પે મને થઉં, કૃતાર્થ તુજને સેવી! વિશ્વ.
" વહન કરૂં તુજ સંગે વનમાં, વિવિધ પુષ્પપર થઈને,
" વિચરૂં વ્યોમ વિષે જળ થળમાં, વિરમણ ભ્રમણ કરીને. વિશ્વ.
" કદા ઉષ્ણ તપ્ત વાલુકા ભુમિ-પરથી વહું આનંદે!
" શ્મશાનમાં પણ જઉં તો સત્વર મોદ પ્રસારૂં ઉમંગે." વિશ્વ.

"ખરૂં, ખરૂં, ઉષા! આપણે વાયુલહરિ બનીને સ્થળે સ્થળે ઉડીએ તો કેટલો આનંદ થાય!" સુશીલાએ પણ એ તરંગમાં આનંદ માન્યો.

"પણ સુશીલા! પેલા ગંધર્વરાજને તો મેં બરાબર જોયા જ નહિ! તેમના એ દિવ્ય ગાયનમાં હું એટલી બધી મુગ્ધ બની ગઇ હતી કે મારા હૃદયમાં ઉથલપાથલ થઇ રહી હતી, તેથી તેમની મુખમુદ્રાનું સ્મરણ પણ મારા ચિત્તમાં નથી રહ્યું! હવે હું શું કરૂં? એ ફરીથી આ તરફ આવે અને આ તૃષાતુર ચાતકીને તૃપ્ત કરે એવું ભાગ્ય ચાતકીનું હશે કે નહિ?

+" જોયા તને ન નયને, સુણિ બંસિ માત્ર,
" આલાપથી શિથિલ થૈ જ ગયાં સુગાત્ર!
" હે શ્યામ મેઘ! દિન ચાતકિના વિરામ!
" તૃપ્તી કરાવ વચનામૃત સિંચિ નાથ!"

સુશીલાએ ઉષાને આશ્વાસન આપતાં કહ્યું: "સ્થિર થા, ઉષા! સ્થિર થા! કોને 'નાથ' કહી વાળે છે તેનો તો જરા વિચાર કર!

* મરાઠી ચાલની સાખી-થોડા ફેરફાર સાથે. + વસંતતિલકા.

એક અજાણ્યો યુવક બાગમાં ફરવા આવીને ગાયન ગાતો ગાતો અહીં તહીં ફરે છે અને તું ભણેલી-ગણેલી બાળા તે ગાયનપર આટલી અધીરી બનીને ચંચળ બની જાય છે—એ તે કાંઇ ડહાપણ કહેવાય ?"

ઉષાને સુશીલાનાં વચનો ઠપકાભરેલાં લાગ્યાં. તે બોલી: "સુશીલા ! આ વખતે વળી તને એ વેદાંતવિદ્યા કયાંથી સૂઝી આવી ? "Love at first sight (પહેલા જ નેત્રમિલાપનો પ્રેમ) શું લોકોમાં નકામો વખણાતો હશે ? છટ્ ! તેં આટલાં આટલાં નાટકો જોયાં અને વાંચ્યાં તે બધું શું પાણીમાં પેસી ગયું ? પ્રણયી જનોનો પ્રેમ એક બીજાપર પહેલી દૃષ્ટિએ જ એક ક્ષણમાં જોડાય છે, એ શું તું નથી સમજતી ? જો તેમ ન હોય તો 'ચક્ષુરાગ' કિંવા 'તારા-મૈત્રક' એવાં નામો પ્રેમને કેવી રીતે લાગુ પડે ? માલતી-માધવ, દુષ્યન્ત-શકુંતલા, રોમીઓ-જુલીઅટ ઇત્યાદિ નાટકોમાં પ્રણયી યુગ્મોનો પ્રેમ પહેલી જ દૃષ્ટિએ નથી જોડાયો શું ? જેમનો પ્રેમ પહેલા જ મિલનમાં એક બીજાપર જોડાયો નહિ, તે યુગ્મ નાયક-નયિકાની ભૂમિકાને બિલકુલ યોગ્ય નથી !"

ઉષાનું એ ભાષણ પૂરૂં થયું એટલામાં પુનઃ ગાન શ્રવણગોચર થવા લાગ્યું અને ધીમે ધીમે તે નજીક આવતું ભાસ્યું. પૂર્વોકત નવયુવક બંસી બજાવતો અને ગાયન ગાતો ગાતો ઉષા બેઠી હતી તે તરફ ધીમે ધીમે પગલે આવતો હતો. બન્ને જણીઓ તેનાં તરફ તાકી રહી હતી અને કાનમાં તેનું મધુર ગાયન પ્રવેશ કરતું હતું:—

*" પ્રેમ-યાચકને વિમુખ કર નહીં તું પ્યારિ મારી,
" જીવન મારૂં રહ્યું તવ કર મહીં એવું વિચારી;
" દયા તું લાવ, હૃદયદાન શાણી સુંદરી દે !
" રમણી હોઇ રાક્ષસી પ્રભાવ ના જરી લે !
" પ્રેમ-યાચકને વિમુખ કર નહીં તું પ્યારિ મારી...
" જીવન મારૂં રહ્યું તવ કરમહીં એવું વિચારી."

---

* ગઝલ-ઘરસે ઇહાં કોન ખુદાકે લિયે લાયા મુજકો-એ ઢબ.

ગાયન ગાતો ગાતો, બંસી બજાવતો બજાવતો અને મંદ ગતિથી પગલાં ભરતો ભરતો તે નિકટ આવી પહોંચ્યો, પરન્તુ ઉષા એ ગાનમાં એટલી તલ્લીન બની ગઇ હતી કે તેને કશું ભાન રહ્યું નહિ. તે આવ્યો અને સીધો ચાલ્યો ગયો એટલે ઉષા ભાનમાં આવી. તે બડબડવા લાગી: " નહિ, સુશીલા ! હવે તો મારૂં હૃદય કેવળ પરવશ બની ગયું છે. આ શુષ્ક જીવન મને કેવળ નિરર્થક લાગે છે ! પૃથ્વી માતા ફાટીને મને પોતાના ઉદરમાં સમાવી લે તો કેવું સારૂં ? ખરેખર, સુશીલા ! આ મૃત્યુલોક તરફ હવે મને કેવળ કંટાળો આવી ગયો છે. " ભાનમાં આવતાં તે બોલી: " શું પેલા ગંધર્વકુમાર ચાલ્યા ગયા ! થોભો, થોભો, હે ગંધર્વરાજ ! થોડો વખત થોભો ! આપ ગાનકળાના મૂર્તિમાન્ અધિદેવ મને—અભાગિણીને આ રૅામેન્ટિક્ ઉપવનમાં દર્શન આપવાને શું આવ્યા હતા ? મારા મનને ક્ષણમાત્રમાં મુગ્ધ કરનાર તમે કોણ છો ? આપ દેવ, ગંધર્વ, યક્ષ, કિન્નર ગમે તે હો, ' કૅામેડી 'ના ધીરોદાત્ત અધિનાયક, ' ઑપેરા ' ના નાયક, 'પેન્ટૅામાઇમ' ના 'ડંબ-શો,' અથવા ' મેલૅા-ડ્રામા 'ના 'હીરો'—ગમે તે હો, પણ કૃપા કરીને આ ઉષાનો સ્વીકાર કરો ! હા ! હું કેવી અભાગિણી ? હવે મારી શી ગતિ થશે ? આ સંસારવિજનમાં શું હું એકલી જ રહીશ ? "

સુશીલા બોલી: " ઉષા ! એ ગંધર્વકુમાર ગાયન ગાતા ગાતા આપણી પાસે થઇને ચાલ્યા ગયા તે વખતે તો તું કાંઇ બોલી નહિ અને એ ચાલ્યા ગયા એટલે હવે આમ કલ્પાંત શાને કરે છે ? "

" સુશીલા ! હું કેવી રીતે બોલી શકું ? તેમનું ગાયન ચાલતું હતું ત્યારે તો હું ભાનમાં જ ક્યાં હતી ? તે વખતે તો મારી અંદરનું મારૂં 'હુંપણું' કેવળ ગળી જઇને હું કેવળ તન્મય બની ગઇ હતી. તૃષાતુર ચકોરી પ્રમાણે હું તેમના મુખચંદ્ર તરફ અનિમેષ દૃષ્ટિ લગાવીને જોઇ રહી હતી અને તે મધુર ગાનસુધાનું પાન કરવામાં કેવળ દત્તચિત્ત થઇ ગઇ હતી. મારૂં મન, પ્રાણ, યૌવન, જીવન એ સઘળું તે ગંધર્વકુમારના ગાનમંત્રથી કેવળ પરવશ બની ગયું હતું. તેમણે



ગાયન ગાતો ગાતો........મંદ ગતિથી પગલાં ભરતો, તે નિકટ આવી પહોંચ્યો. પરન્તુ ઉષા એ ગાનમાં એટલી તલ્લીન બની ગઈ હતી કે તેનું કશું ભાન રહ્યું નહિ. પૃષ્ઠ ૫૦

Monarch Printers — Ahmedabad

મને પોતાની મોહિનીથી એટલી મુગ્ધ કરી મેલી હતી કે તે વખતે હું શુદ્ધિમાં નહોતી. તે દૃષ્ટિબહાર થયા એટલે જ મારામાં શુદ્ધિ આવી અને આ નિષ્ઠુર જગતનું અસ્તિત્વ મને ભાસવા લાગ્યું !"

સુશીલા તો આ ભાષણ સાંભળીને આશ્ચર્યચકિત બની ગઈ. ઉષા પોતાના મગજની સાથે હૃદયને પણ ગુમાવી બેઠી હતી એમ તેને જણાયું. ક્ષણમાત્રમાં એ મોરલીધર યુવકે ઉષાનું સર્વસ્વ હરણ કરી લીધું એ હવે તેને સમજાયું. તેણે કહ્યું: "ઉષા ! તારા ગંભીર હૃદયમાં પુનઃ બરાબર શોધ ચલાવ જોઈએ–તેમાં તને શું જણાય છે ?"

"શૂન્યતા–કેવળ શૂન્યતા જ !"

એટલામાં બન્ને સખીઓની દૃષ્ટિ સામેની કુંજ તરફ ખેંચાઈ. પૂર્વપરિચિત નવયુવક આ વખતે એકલી બંસીમાં જ ગાયન બજાવતો ચાલ્યો આવતો હતો. મધુવનની શાન્તિમાં શ્રી કૃષ્ણની બંસી સાંભળવાથી લલિતા અને રાધાની જેવી દશા થતી હતી તેવી જ દશા એ બંસીથી ઉષાની થવા લાગી ! નવયુવક તે કૃષ્ણ અને પોતે રાધા એવી જ વિભ્રમયુક્ત તુલના તેના મગજમાં ઉપસ્થિત થઈ અને આ અદ્ભુતતાએ તેને કેવળ પરવશ બનાવી મેલી ! એ બંસીધર ક્યારે પોતાની નજીક આવે એ જ ઉત્સુકતામાં તેનું હૃદય ઉછળવા લાગ્યું.

સુશીલાએ તેને ચેતાવી: "જો, તારો હૃદયવલ્લભ આ તરફ આવે છે ! હવે આવી તક જવા દેતી નહિ ! શરમમાં દબાઈ રહીને વાતચીત કરવાનો આવો લાગ ગુમાવતી નહિ–નહિતો આખી જીંદગી પશ્ચાત્તાપમાં ગાળવી પડશે."

સુશીલાની એ શિખામણ ઉષાએ પૂરી રીતે સાંભળી કે નહિ તે કશું માલૂમ પડ્યું નહિ, કારણકે તેનું ધ્યાન તો બંસીના નાદમાં અને બંસી બજાવનારના મુખારવિંદમાં ચોંટયું હતું. એટલામાં યુવક તદ્દન નજીક આવ્યો એટલે ઉષા બેઠકપરથી ઉઠી અને યુવકની સામે જરા આગળ જઈને બોલી: "મહારાજ ! જરા થોભો ! કૃપા કરીને ક્ષણભર થોભો ! વાતાવરણમાં ભ્રમણ કરનારી સ્વરલહરિ પ્રમાણે અહીં

બંસીની ધૂન મચાવનારા ગંધર્વકુમાર તે આપ જ કે ?"

યુવકનું વદન આશ્ચર્યયુક્ત દેખાયું. તે બોલ્યો: "અરે, આ કોણ છે ? કોઇ ઘેલી બાળા દેખાય છે !"

સુશીલા બોલી: "નહિ, નહિ, મહારાજ ! મારી સખી કાંઇ ઘેલી નથી; પરન્તુ આપના જેવા માંત્રિક મોહિનીમંત્ર મારીને મારી સખીને ઘેલી બનાવે તો શું તે ઘેલી ન બને ? મારી એ પ્રિય સખી મોરલીધરની મોરલીથી અને તેમના ગંધર્વ તુલ્ય ગાનથી કેવળ મુગ્ધ બનવાથી તેની આવી ભ્રમિતના જેવી સ્થિતિ થઇ છે. હમણાં મોરલીની સાથે ગાયન ગાતા ગાતા પણ આપ જ અહીંથી તહીં ગયા હતા ને ?"

"હા, તે હું જ હતો."

ઉષા ઉત્કંઠાથી બોલી: "આપ પોતે જ તે હતા કે ? અહો ! ગંધર્વકુમાર ! ત્યારે તમારા કંઠ ઉપર હું મુગ્ધ બની છું ! આપને હાથ જોડું છું, પગે પડું છું અને કહું છું કે મારી આ વિનતિનો સ્વીકાર કરો."

"અરે, ખરેખર, આ તો કોઇ ઘેલી જ જણાય છે !" એટલું બોલતો નવયુવક ત્યાંથી ઉતાવળો ચાલ્યો ગયો અને રાત્રિના નજીક આવતા અંધકારમાં દૂર દૂર ભળી ગયો. ઉષા વિરહાગ્નિથી પિડાતી સ્તબ્ધ ઊભી જ રહી ગઇ !

---

## પ્રકરણ ૧૭ મું.

---

### મણીગૌરી.

તે નવયુવક જે તરફ ગયો હતો તે તરફ ખિન્નતાપૂર્વક ઉષા દૃષ્ટિ કરીને બેસી રહી ! તેનું હૃદય અત્યારે અત્યંત શોકભરિત બની ગયું હતું. આજસુધી આવો પ્રિયતમ આવી અદ્દભુત રીતે તેના જોવામાં કદી આવ્યો નહોતો અને તેથી તે નહિ પરણવાની હઠ

સેઈ બેઠી હતી, અને જ્યારે અકસ્માત્ તેનો મેળાપ થઇ ગયો, ત્યારે તેણે તો પોતાનો અસ્વીકાર કર્યો અને રણવગડામાં તેને રખડતી મેલી! શકુન્તલાનો દુષ્યન્તે અસ્વીકાર કર્યો ત્યારે તે હતાશ થઇને રાજસભામાંથી ચાલી જવા લાગી, તેવું જ હતાશ હૃદય અત્યારે ઉષાનું બની ગયું હતું! તેના હૃદયમાં પ્રવીણની ગાએલી પંક્તિઓ જ રમમાણ થઈ રહી હતી કે—

" પ્રેમબાન દે ગયો, ન જાનિયે કિતે ગયો;
" સુપંથી મન લે ગયો, ઝરોખેં દગ લાયકે ! "

સુશીલાને સંબોધીને ઉષા બોલવા લાગીઃ " અહા ! તે તો ગયા જ ! તલભર પણ મારી દયા તેમને ન જ આવી! પત્થરની પેઠે કઠણ કાળજું કરીને તે ચાલ્યા ગયા! એક વાર પણ તેમણે પાછું ફેરવીને મારા તરફ ન જોયું કે અહીં તહીં દષ્ટિ પણ કરી નહિ! સુશીલા ! મારા તરફ નજર પણ નહિ કરતાં તે ચાલ્યા ગયા તેથી મને–મારા અંતઃકરણને મરણ કરતાં પણ વિશેષ દુઃખ થયું છે! હા! હવે હું એક ક્ષણ પણ જીવી શકવાની નથી અને જીવતાં રહીને હવે કરવું છે પણ શું ? મારી તરફ તેમણે જોયું પણ નહિ! આ ફુવારાના પાણીમાં હું ઝંપાપાત ખાઉં છું. જો તેમણે મારો આદર કર્યો નહિ, તો આ ફુવારાનું શીતળ જળ પોતાના ઉદરમાં મને જગ્યા આપશે! કોમળ પુષ્પગુચ્છના જેવા આ મારા દેહને હવે હું પાણીમાં ડુબાવું છું. મારા આ દેહનો ભાર પણ હવે મારાથી નથી ઉપાડાતો—સખી ! "

" અરે ઘેલી ! આ તે તું કેવું બોલે છે ? ' એકસ્ટ્રીમલી રોમેન્ટિક ' (હદબહાર અદ્ભુત) બનતાં પહેલાં જરા વિચાર કર! મને તો તારી વાત સાંભળીને બીક લાગે છે! બંગલાના સુંદર દિવાનખાનામાં હાર્મોનિયમની બાજુની મખમલની ઝોલા ખુરશીપર ઝુલનારી તું પ્રેમની નિરાશાથી શું પાણીમાં પડીને જીવ આપવા માંગે છે? એવી રીતે જીવ આપવામાં તે શી રમ્યતા કે કવિત્વ બળ્યું છે?

કોચપર બેઠી બેઠી જ્યારે તું આવી રીતે ઝંપાપાત ખાવાની કે કટારી ખાઇને પ્રાણ આપવાની વાત કરતી હતી ત્યારે તો મને ભય લાગતો નહિ, પરન્તુ અહીં ફુવારાના કાંઠા પાસે બેસીને તું એવી વાત કર નહિ !"

"ત્યારે હું શું કરૂં ? આ કોમળ પ્રાણપુષ્પને શું હું ચીમળાઇ જવા દઉં ? તે કરતાં તો ભલે તેનો નાશ જ થાય !"

આ સંભાષણ ચાલતું હતું એવામાં ત્યાં કોઈ એક સુરૂપ અજાણી સ્ત્રી આવી પહોંચી અને બન્નેની પાસે આવીને બોલીઃ "તમે બન્ને જણીઓ અહીં શું કરો છો ? તમારા પર કાંઇ સંકટ આવ્યું છે શું ? આ બાઇને શરીરે કાંઇ વ્યાધિ છે ?"

સુશીલાએ ઉત્તર આપ્યોઃ "ના, તેને શરીરે કાંઇ વ્યાધિ તો નથી."

"ત્યારે આમ ગભરાએલાં જેવાં એ કેમ દેખાય છે ? અને કાંઇ ગાંડું–ઘેલું કેમ બકે છે ? 'પ્રાણપુષ્પ' તે શું ? તેનો નાશ તે શા-માટે કરે છે ? એવા જ કાંઇ શબ્દો મારે કાને આવ્યા એટલે હું તમને પૂછું છું કે એમને કયો વ્યાધિ છે ? તમારી સાથે કોઇ પુરૂષ છે નહિ, રાત્રિનું અંધારૂં થવા આવ્યું છે અને તમને એકલાં કશો ભય પણ લાગતો નથી ?"

"નહિ, નહિ, અમે એકલાં નથી. અમારી સાથે પુરૂષ છે અને અત્યારે તે આ મહેલમાં જ બેઠા હશે !" સુશીલાએ જવાબ આપ્યો.

"તો પછી આ બાઇની આવી ચમત્કારિક સ્થિતિ કેમ જણાય છે ?"

"તેમ બનવાનું કશું ખાસ કારણ તો નથી; પણ આ મારી સખી કેવળ 'સેન્ટીમેન્ટલ' છે–કોમળ લાગણીવાળી છે. તેને આનંદ આપનારૂં કોઈ ગાયન અહીં કયાંયથી તેના સાંભળવામાં આવ્યું, તે ગાયનના તાનની સાથે જ તેના મનની પણ તન્મયતા થઇ જવાથી તેની આવી ભ્રમિષ્ટતા જેવી અવસ્થા બની ગઈ છે, બીજું કશું કારણ નથી."

આગન્તુક સ્ત્રી તો આશ્ચર્યચકિત બનીને આ સઘળું સાંભળી રહી અને હસતી હસતી ઉષા તરફ જોઇને બોલી: "એમ કે? એ તો એક નવાઈ!"

ઉષા આકસ્મિક રીતે નિદ્રામાંથી જાગૃત થઇ હોય તેમ બોલી ઉઠી: "હં, સુશીલા! તું શું કહેતી હતી? અને આ બાઇ કોણ છે?"

"મારૂં નામ મણિગૌરી છે. હું રાજાજીની પુત્રીને અભ્યાસ કરાવનારી શિક્ષિકા છું."

"આપનો ચહેરો મેં કોઇ સ્થળે જોયો હોય એવું મને સાંભરે છે. પણ ઓળખ પડતી નથી."

"મેં તો આપને કોઇ વાર નથી જોયાં. પછી આપે મને ક્યાંથી જોઈ હોય?"

"હશે—મારી ભૂલ થતી હશે." ઉષા બોલી: "વારૂ, તમે અહીંનાં વતની છો, તો હું તમને પૂછું છું કે આ બાગમાં હમણાં વાંસળી બજાવતું અને ગાયન ગાતું કોણ ફરતું હતું તે તમે જાણો છો?"

"કોણ ગાતું ફરતું હતું? એટલે?" મણીગૌરીએ તે સંબંધી વાર્તાનું અજ્ઞાન જણાવ્યું.

ઉષા બોલી: "ત્યારે એ દિવ્ય ગાયનથી આપના કાન પવિત્ર થયા જણાતા નથી! અહાહા! કેવું તે ગાયન? શું તેનું માધુર્ય? તેનું વર્ણન કોણ કરી શકે? અને તે વાંસળીનો નાદ પણ કેટલો કર્ણરોચક? અરેરે! તે ગંધર્વરાજે પોતાની મોહક વાંસળી બજાવી, પણ તેનો કરૂણ અશ્રુમય સૂર મારા મર્મસ્થળમાંથી—મારા હૃદયમાંથી ઉઠયો! નિષ્ઠુર નટવર! મારા તરફ દૃષ્ટિ પણ નહિ કરતાં શું જતા જ રહ્યાને?"

મણીગૌરીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સુશીલા તરફ મ્હોં કરીને તેણે કહ્યું: "આ તે કેવો બકવાટ બ્હેન! ખરેખર, તેનું મગજ ભ્રંમિત થઇ ગયું છે, નહિતો આવું ભળતું—સળતું કેમ બકે?

અરેરે ! આટલી જુવાન વયમાં ગાંડપણુ લાગવાથી તો એ બિચારીનો આખો જન્મ વૃથા જશે, ખરેખર !"

સુશીલા બોલી: "નહિ, તેનું મગજ ભ્રમિત થયું નથી, પરન્તુ હમણાં તેણે કહ્યું એ ગંધર્વરાજના ગાયનથી ઉત્પન્ન થએલી એ 'સેન્ટીમેન્ટેલીટી'–લાગણીઓનો આવેશ છે–બીજું કશું નથી. વળી મારી આ સખીને ભ્રમિત બનાવનારૂં એ એકલું ગાયન જ નથી પણ તે ગાયન ગાનારની મદનસ્વરૂપ મૂર્તિ પણ છે."

ઉષા બકવા લાગી: "પણ હાય ! તે સુંદર મૂર્તિ સત્વર અદૃશ્ય થઇ ગઇ ! ક્ષણભર પણ તેણે મારા તરફ જોયું નહિ ! મારી વિનતિની અવહેલના કરીને તે મૂર્તિ ચાલી ગઇ."

મણિગૌરી બોલી: "એમ કે ? હવે સઘળું મારા લક્ષમાં આવ્યું ! એ ગાયન ગાનારનો જ તમને પત્તો જોઇએ છે કે ? ઓહો ! એ શું કાંઇ મોટી વાત છે ?"

"શું તમે જાણો છો કે તે કોણ છે ?" સુશીલાએ ઉત્સુક ભાવે પુછ્યું.

"પ્રેમથી મુગ્ધ બનેલો એ પણ એક તરૂણ છે ! આ બગીચામાં ગાતો ફરતો અને બંસી બજાવતો મેં તેને ઘણીએ વાર જોયો છે."

"પ્રેમથી મુગ્ધ બનેલો ?" ઉષા સત્વર બોલી ઉઠી: "કોના પરના પ્રેમથી તેની એવી દશા થઈ હતી વારૂ ?"

મણીગૌરી બોલી: "તેનો પ્રેમ એક તરૂણી ઉપર જડાયો હતો–એટલો બધો કે એ સુંદરી જ તેના શ્વાસોચ્છ્વાસરૂપ બની હતી ! ધ્યાનમાં, મનમાં અને સ્વપ્નમાં પણ તે જ ! પરન્તુ દુર્દૈવે તે તરૂણીને તે તરૂણની જરા પણ દયા આવી નહિ અને તે બિચારા તરફ તેણે નજર પણ કરી નહિ ! પોતે પ્રાણ કરતાં પણ જેને વધારે ચાહે છે તે મનોહારિણી પોતાની જ ઉપેક્ષા કરે છે, એટલુ જ નહિ પણ પોતાનું મુખ પણ તે જોવા ઇચ્છતી નથી એવું જોઇને તે બિચારા તરૂણને અત્યંત

દુઃખ થયું અને તે દુઃખની યાતનાથી તે બિચારો ઘેલા જેવો બની ગયો છે!"

ઉષાને તે પ્રેમમુગ્ધ તરૂણની સ્થિતિપર દયા આવી અને તેણે એક નિઃશ્વાસ નાંખ્યો, મણીગૌરી આગળ બોલવા લાગીઃ "ત્યારથી તે તરૂણ પ્રેમના ઘેલા ઉભરામાં જ્યારે જ્યારે રસ્તામાં નીકળે છે અથવા બગીચામાં ફરે છે ત્યારે ત્યારે પોતાનું માનસિક રોદન મુખથી અને વાંસળીથી ગાયાં કરે છે. પરન્તુ બ્હેન! હું શી વાત કહું? પેલી પાષાણ હૃદયવાળી તરૂણી તો તે બિચારા તરફ નજર પણ કરતી નથી!"

ઉષા બોલી: "ખરી વાત! તેણે જે ગાયનો ગાયાં હતાં તે પણ તમે કહો છો તે જ પ્રકારનાં હતાં ખરાં; અહો! એવા બિચારા પ્રેમીનો તિરસ્કાર કરનારી કઠણ હૃદયની તરૂણી કોણ હશે?"

મણીગૌરી બોલીઃ "અરે એવી તરૂણ કુમારિકાઓ તો આ જગતમાં ઘણીએ હોય છે! ખરા પ્રણયનો તિરસ્કાર કરતાં પણ તેમના મનને જરાએ લાગણી થતી નથી. તમે તો એમ જ ધારતાં હશો કે એકલા પુરૂષો જ કઠણ હૃદયના હોય છે, પણ એમ નથી. કોમળ હૃદયવાળી કહેવાતી સ્ત્રીઓમાં પણ પાષાણ હૃદયવાળીઓ પુષ્કળ હોય છે, બ્હેન!"

"ખરૂં કહ્યું. તમે કહો છો તેવી સ્ત્રીઓ હોવાનો પણ સંભવ છે ખરો; પરન્તુ તમે આવીને ક્યારનાંએ ઊભાં કેમ રહ્યાં છો વારૂ? જરા બાજુપર બેસો તો ખરાં!"

મણીગૌરી બોલીઃ "આવી રમણીય શોભામાં તે એક ઠેકાણે બેસી રહેવાનું કેમ ગમે બાઈ? હું તો જ્યારે જ્યારે આ બાગમાં આવું છું ત્યારે ફરી ફરીને થાકું છું ત્યાંસુધી ક્યાંય બેસતી નથી! બાગમાં જે શાંતિ છે—"

ઉષા વચમાં બોલી ઉઠીઃ "શું? શાંતિ! અહીં શાંતિ વાસ કરી રહી છે એમ તમે કહો છો કે? અહીં ક્યાં શાંતિ છે? અહીં

ાવ્યા પહેલાં મને કાંઇક શાંતિનો અનુભવ થયો હતો પરન્તુ આવ્યા
છી તો અશાન્તિ જ લાગે છે! એક અપરિચિત તરૂણને માટે મારૂં
ચેત્ત વ્યાકુળ બની ગયું છે! સુશીલા! અહીં આવ્યા પછી મારી આવી
ાચ્યનીય સ્થિતિ શા કારણથી થઇ તે તું જ કહે! આ કાંઇ નિર્જન
ન નથી, પણ ઉપવન છે; અહીં જીર્ણ થએલું દેવમંદિર પણ નથી,
ોજળી ચમકતી નથી, વૃષ્ટિ થતી નથી, મેઘની ઘોર ગર્જના
વણગોચર થતી નથી! તો પછી મારા હૃદયની આ વિલક્ષણ સ્થિતિ
ાથી થઇ?"

મણીગૌરીએ જવાબ આપ્યો: "ક્યા ભાગ્યવાન્ તરૂણને માટે
મારી આવી સ્થિતિ થઇ છે તે મને કહેશો? આ ગામમાં હું
ાને પિછાણું છું એટલે કદાચ હું તમારા ચિત્તની ચિંતા દૂર કરવામાં
મને સહાયભૂત થઇ શકીશ."

"હું શો જવાબ આપું? હું તેમનું નામ જાણતી નથી. સ્વ-
માં જોવા પ્રમાણેની જ એ ઇષ્ટ મૂર્તિ હતી અને સ્વપ્નમાં સાંભળ્યા
માણે જ તેમનું મધુર ગાયન મેં તેમને મુખે ગવાતું સાંભળ્યું હતું!"

"કશી ફીકર નહિ! જે પ્રેમમુગ્ધ તરૂણની વાત હમણાં મેં
મને કહી હતી તેના જ પ્રત્યે તમે મુગ્ધ થયાં જણાઓ છો, પરન્તુ
ારાશ ન થશો! કદાચ આ બગીચામાં જ આપણે તેમનો મેળાપ
ી શકીશું. વળી આ વિસ્તીર્ણ જગત્માં તમારે માટે એક અંતઃક-
ણ તલપી રહ્યું છે એમ સાંભળીને તેને પણ કેટલો સંતોષ થશે?"

"શું હજીસુધી તે આ બગીચામાં જ હશે?" ઉષાએ ઉત્સુ-
ા સાથે પ્રશ્ન કર્યો.

"સંભવિત છે; ચાલો આપણે તપાસ કરીએ." એમ બોલતાં
ણીગૌરી આગળ થઇ અને સુશીલા તથા ઉષા તેની પાછળ
છળ દોરાઈ.



# પ્રકરણ ૧૮ મું.

## માધવલાલનો ગભરાટ !

વાચક! ઉષાને હેમન્તપુરના બાગમાં જ રહેવા દઇને હવે આપણે સુરતમાં માધવલાલ તરફ વળીશું. મનોરમાનો તિરસ્કાર કરીને એકવાર રાત્રે તે કલબમાં ગયો અને ત્યાંથી છાનોછાનો પાછો ફરીને ચુપચૂપ સૂઈ ગયો, ત્યારથી જ મનોરમા સમજી હતી કે પોતાના પતિની કુટેવ પાછી જોરમાં આવવા લાગી છે. થોડા દિવસ પતિથી રીસાઇને મનોરમા બોલી નહિ, પરન્તુ તેનું પરિણામ ઉલટું ખરાબ આવ્યું. રોજ સાંજ પડે અને માધવલાલ બહાર જાય તે વખતે તેને હવે ટોકનાર કે રોકનાર કોઈ રહ્યું નહોતું, એટલે તે પોતાની મેળે ગમે ત્યાં જતો, ગમે તેમ વર્તતો અને ગમે ત્યારે ઘેર પાછો ફરતો ! મનોરમાનું મૌન્ય-રીસ તેને આ પ્રમાણે ઉલટી સ્વતંત્રતા આપનારી થઇ પડી એટલે તેને તો આનંદ હતો, પરન્તુ મનોરમાનું અંતઃકરણ તેથી બળીને ખાખ થઈ જતું હતું. રાત્રિને વખતે સ્વામીને બહાર ન જવા દેતાં ઘરમાં જ રોકી રાખવામાં આવે તો દારૂની કે જુગારની કુટેવ મટે એ મનોરમા સારી પેઠે સમજતી હતી અને પોતે રીસાઇને પતિની સાથે બોલતી નહોતી તેથી તો ઉલટું ખરાબ પરિણામ આવતું હતું એ જોઇને તેણે પોતાનો રોષ મૂકી દેવામાં જ લાભ માન્યો. પતિના મનની નિર્બળતા ઉપર કાંઇક દયા પણ આવી. પતિનો પોતાપરનો પ્રેમ મનોરમાના લક્ષ બહાર નહોતો, પરન્તુ જ્યારે જ્યારે તેને દારૂ પીવાની ઇચ્છા સ્ફુરી આવતી ત્યારે ત્યારે તે ઘેલો બની જતો અને મનોરમાને ગણકારતો નહિ ! કોઇ વાર મનોરમા જ્યારે તેને કાંઇ વિનોદમાં ચડાવીને ઘરમાં જ રોકી રાખતી ત્યારે તે દારૂને સંભારતો નહિ અને સુવાનો વખત થતો એટલે પછી દારૂનું સ્મરણ થતું તથાપિ તેને બહુ આતુરતા થતી નહિ, પરન્તુ થોડા દિવસ આમ બનતું અને બહુધા દારૂ પીવાની ઘેલછામાં હરકોઈ બ્હાનું કાઢીને તે

રાત્રે ઘર બહાર નીકળ્યા વિના રહેતો નહિ અને નીકળ્યા પછી ઘેર વ્હેલાં પાછા ફરવાનું તેને ભાન રહેતું નહિ. આવી સ્થિતિમાં દિવસો જતા હતા અને મનોરમાને આપોઆપ રોષ ત્યજીને સ્વામીની સેવામાં ઉપસ્થિત રહેવાની જરૂર પડતી હતી.

એવામાં માધવલાલને પોતાની ટેવમાં ઉત્તેજન મળે એવો એક પ્રસંગ આવ્યો. વાચકને અત્રે જણાવવાની જરૂર છે કે ઉષાના મગજને ઠેકાણે લાવવાના ખાસ પ્રયત્નને માટે મધુકર, અરૂણ અને મનોરમા એ ત્રણે હેમન્તપુર ગયાં હતાં! મનોરમાના પિતાનું ઘર પણ હેમન્તપુરમાં જ હતું એટલે ત્યાં રહેવામાં તેમને કશી અડચણ પડી નહિ અને હેમન્તપુરના રાજાના બગીચામાં નવયુવકના ગાનથી ઉષા મુગ્ધ બની હતી તે પોતે જ અરૂણ હતો અને જે અજાણી સ્ત્રી તેને બગીચામાં મળી હતી તે પોતે જ મનોરમા હતી એમ સમજાવવાની હવે જરૂર રહેતી નથી.

મનોરમા અને અરૂણ હેમન્તપુર ગયાં એટલે માધવલાલને પૂરી સ્વતંત્રતા મળી! રોજ સાંજ પડતાં તે ઘરની બહાર નીકળતો, તે ઘણી ખરી વાર મધરાતે અને કોઈ કોઇ વાર તો પરોઢના ચાર વાગતાં પાછો ફરતો અને તે પણ ઘણી ખરાબ અવસ્થામાં. ગજવામાં જેટલા પૈસા લઇને તે બહાર નીકળતો તેમાંનું એક દોઢીયું પણ પાછું લેઇને તે ઘેર પાછો ફરતો નહિ! પરોઢમાં સૂતો તે ઘણી વાર દશ કે બાર વાગતાં થાકીને લોથપોથ થયો હોય એવી અવસ્થામાં બિછાનામાંથી બેઠો થતો!

ગઈ રાત્રે ક્લબમાં ગમ્મત હોવાથી અને ગજા કરતાં વધારે પીવાયું હોવાથી આજે અગીયાર વાગ્યા છતાં હજી તે બિછાનામાંથી બેઠો થયો નહોતો. ચાકર એક બે વાર કહી ગયો કે "જમવાનું તૈયાર થયું છે અને ભટ બૂમ મારે છે" પરન્તુ હજી તે એમનો એમ બિછાનામાં પડ્યો હતો. એટલામાં ચાકરે આવીને ખબર આપ્યા કેઃ "કાઠિયાવાડથી આવેલા કોઇ એક ગૃહસ્થ આપને મળવા માંગે

છે અને તે દિવાનખાનામાં બેઠા છે!" આ ખબરે માધવલાલની સુસ્તીને ઉડાડી મેલી.

માધવલાલ એકદમ બિછાનામાંથી ઉઠ્યો અને નોકરને પાણી લેઇ આવવાનું કહીને તેણે ઉતાવળે ઉતાવળે શરીરપર એક ખમીસ પહેરી લીધું. તુરત ચાકર પાણી લાવ્યો એટલે તે વડે મ્હોં ધોઇ નાંખીને સત્વર તે દિવાનખાનામાં આવ્યો. તેણે જોયું કે પોતાને મળવા આવનાર ગૃહસ્થ કાઠિયાવાડના કોઇ દેશી રાજ્યના અમલદાર જેવો હતો અને પૂર્વે કોઇ વાર પોતાને તેની ઓળખાણ થઇ નહોતી. " પધારો સાહેબ ! " એટલા વિવેકના શબ્દો બોલીને તે એક ખુરશીપર બેઠો એટલે આગન્તુક ગૃહસ્થે પોતાને અતિ આનંદ થયો હોય એવી રીતે મ્હોં જરા વીલું કરીને પ્રશ્ન કર્યો: " માધવલાલ ભાઈ આપનું જ નામ કે ? "

" જી, હા, હું પોતે જ. સેવકનું આપને શું કામ પડ્યું છે ? " માધવલાલે ઉત્તર આપ્યો.

" અને મનોરમાબાઇ તે આપનાં જ પત્નીનું નામ કે ? "

" જી હા. " માધવલાલે મ્હોં મલકાવીને ઉત્તર આપ્યો. આગળ પ્રશ્ન કર્યો: "આપ ક્યાંથી પધારો છો ? "

"જી, હું ભાવનગરથી આવું છું. આપ જાણતા હશો કે અમારા મહારાજાનાં કુંવરીસાહેબ બહુ વિદ્યાવિલાસી છે. ' સુંદરી હિત સાધક ' માસિક પત્રમાં આપનાં પત્નીનો એક વિદ્વત્તાપૂર્ણ લેખ વાંચીને અમારાં કુંવરીસાહેબને બહુ જ આનંદ થયો છે."

" હં. " માધવલાલે મુંગો હોંકારો ભણ્યો.

પેલા ગૃહસ્થે આગળ ચલાવ્યું: " અમારાં કુંવરીસાહેબ મુંબઇથી ભાવનગર જતાં એકાદ દિવસને માટે અહીં થોભ્યાં છે; અત્રની કેટલીક વિદ્યાવિલાસિની સ્ત્રીઓના પરિચયથી તેમને બહુ જ આનંદ થયો છે. "

" ઘણું સારૂં, રાજકુંવરીઓ જ જ્યારે વિદ્યાપ્રિય બનશે, ત્યારે જ તેમના અનુકરણથી સામાન્ય સ્ત્રીવર્ગમાં કેળવણીનો ફેલાવો થશે. "

માધવલાલે સ્ત્રીકેળવણીના પ્રશ્નમાં ઉતરવા માંડ્યું.

"આપ ખરૂં કહો છો. મનોરમાબાઈનો લેખ વાંચીને તો કુંવરીસાહેબ બહુ જ ખુશ થયાં છે; અને તેથી તેમની ઇચ્છા મનોરમાબાઇને મળવાની છે."

"જણાવવાને દિલગીર છું કે હાલમાં તે અહીં નથી. થોડા દિવસથી તે તેના પિતૃગૃહે ગઇ છે, નહિતો તે પોતે જ ક્યારનીએ કુંવરીસાહેબને મળવાને માટે પહોંચી ચૂકી હોત. કુંવરીસાહેબની પેઠે તેને પણ વાંચવા લખવાનો અને વિદુષી સ્ત્રીઓના સમાગમમાં રહેવાનો મોટો શોખ છે!" માધવલાલે જવાબ આપ્યો, પરન્તુ તે જવાબમાં સમાએલું કેટલુંક જુઠાણું તેના હૃદયને દંશ દેવા લાગ્યું; છતાં પારકે મ્હોંએ પોતાની પત્નીની મહત્તા વધારવાને લીધે તેને આનંદ તો થયો જ.

"ખરી વાત છે; એવો શોખ હોય ત્યારે જ ઉત્તમ પ્રકારના લેખો લખી શકાય. 'હિંદુ સંસારમાં સ્ત્રીઓની આર્થિક સ્થિતિ' તેનો જેવો કૂટ–ગહન પ્રશ્ન તેમણે પોતાના લેખમાં ચર્ચ્યો છે અને તેમાંની ચર્ચાના મુદ્દા તો એટલા બધા ઉત્તમ છે કે હું પણ તે વાંચીને દંગ બની ગયો છું કે એક હિંદુ સ્ત્રીનું મગજ પણ લેખનકળામાં અને વિચારણામાં કેટલું બધું કાર્ય કરી શકે છે! જે પ્રશ્ન હજીસુધી કેટલાક સંસારસુધારકોના મગજસુધી પણ પહોંચ્યો નથી, તે પ્રશ્ન ઉપર તેમણે એવી તો ઉત્તમ રીતે કલમ ચલાવી છે કે તે વિષયનાં કેટલાં બધાં પુસ્તકો તેમણે વાંચ્યાં હશે ત્યારે આટલો બધો અભ્યાસ કરી શકાયો હશે તેનો જ મને વિચાર થયાં કરે છે."

માધવલાલે અડાવ્યું: "અભ્યાસ ઉપરની તેની ખંત ઘણી મોટી છે અને ખંતથી ગમે તેવું દુઃસાધ્ય કાર્ય પણ સાધી શકાય છે. પણ જો હું ન ભૂલતો હોઉં તો એ લેખ તેણે એક અંગ્રેજી લેખને આધારે લખ્યો છે!"

"ઓહોહો! ત્યારે તે અંગ્રેજી ભાષા ઉપર પણ કાબૂ ધરાવે છે

કે ? મોટા આનંદની વાત ! અંગ્રેજી લેખો વાંચી સમજીને તેમાંના વિચારોને માતૃભાષામાં યથાસ્થિત રીતે ઉતારવા એ પણ કાંઇ સહેલી વાત નથી–હાં સાહેબ ! એ કાર્યમાં તો ઘણાએ અંગ્રેજી ભણેલાઓ પણ ગોથાં ખાઇ જાય છે અને અર્થનો અનર્થ કરી નાંખે છે. અહો ! જેમના આટલા બધા ગુણોની તારીફ હું અત્યારે સાંભળું છું, તેમનું દર્શન કરવાનો પ્રસંગ મળે તો હું મને ધન્ય માનું ! ”

“ અત્યારે તો આપ તેને મળી શકો તેમ નથી, એટલે હું લાચાર છું. ”

“ કશી ફીકર નહિ. આપ મને તેમનું પૂરેપૂરૂં સીરનામું આપશો તો હું તેમને મળવાને માટે ખાસ મુસાફરી કરીશ અને કુંવરીસાહેબને પણ તેથી આનંદ થશે. સૌને મળ્યા પછી આવાં એક સન્નારીને મળ્યા વિના રહેવાય એ તો ઠીક નહિ. વારૂ, કયે ગામ તે ગયાં છે ? ”

“ હેમન્તપુર; પણ આપે તસ્દી લઇને એટલે દૂરસુધી જવાની શી જરૂર છે ? ભવિષ્યમાં વળી ઘણીએ વાર મળાશે ! ” માધવલાલને કાંઇક વિચાર થવા લાગ્યો.

“ અહો ! એમાં તસ્દી શી છે ? લોકો સેંકડો ગાઉ દેવીઓનાં દર્શનાર્થે જાત્રા કરવા જાય છે અને આવાં દેવીસ્વરૂપ જીવતાં જાગતાં સન્નારીને મળવા જવું એ તો જાત્રા કરતાં પણ વિશેષ છે; એમાં તસ્દી શાની ? ”

“ થોડા દિવસ પછી તે અહીં આવશે એટલે મળી શકાશે; બીજું તો કશું નહિ, પણ કુંવરીસાહેબને પોતાને તસ્દી પડે તે ઠીક નહિ. ”

“ એવા કામમાં કુંવરીસાહેબ તસ્દી માનતાં જ નથી. તેમને તો મનોરમાબાઇને મળવાથી એટલો બધો આનંદ થશે કે તે તસ્દીને ગણકારશે પણ નહિ. તેટલા માટે હેમન્તપુરમાં તે કઇ જગ્યાએ મળી શકશે તે આપ મને જણાવો. ”

માધવલાલનું મન આનાકાની કરવા લાગ્યું. માસિક પત્ર-માંનો લેખ તો પોતે જ મનોરમાના નામથી લખ્યો હતો અને એ લેખ પોતાને નામે પ્રસિદ્ધ થયો છે તેની તો મનોરમાને ખબર પણ નહોતી! માધવલાલ એ વાત મનોરમાને કહેવાનું વિસરી ગયો હતો અને વળી અધૂરામાં પૂરૂં એ લેખ અંગ્રેજી ઉપરથી લખાએલો હતો કે જે ભાષાનું મનોરમાને જ્ઞાન નહોતું! જો કુંવરીસાહેબ અને મનોરમા મળે તો તેમની વાતચીતમાં આ લેખનો મૂળ લખનાર કોણ છે તે વાત જાહેર થયા વિના રહે જ નહિ અને સઘળો ભંડો ફૂટી જાય! એક સારા માણસ પાસે પોતાનું આ પ્રકારનું કપટ જાહેર થાય તે માધવલાલને માટે શરમાવા જેવું હતું અને સ્ત્રીની મહત્તા વધારવાને માટે લખવામાં આવેલો લેખ તેની જ કીર્તિને બટ્ટો લગાડનારો થઇ પડે એટલું જ નહિ પણ જનસમાજમાં પોતાની એ વર્તણુક સખ્ત ટીકાને પાત્ર થઇ પડે! પોતાના મિત્રે તેની અભણ પત્નીને નામે જાહેર પત્રોમાં લેખો લખીને નામ કાઢયું હતું તેવી રીતે મનોરમાનું નામ પણ લોકોમાં વખણાય અને એ રીતે પોતાની સુશિક્ષિત પત્ની હોવા માટે પોતાને કાંઇક માન મળે એવી અભિલાષા પૂરી કરવાને માધવલાલે આ કાર્ય કર્યું હતું, પરન્તુ આ સપડામણમાં આવવાથી તેને હવે પસ્તાવો થવા લાગ્યો. તેણે જવાબ આપવામાં ગલ્લાં તલ્લાં કરવા માંડયાં અને કહ્યું: "તે અહીંથી તો હેમન્તપુર ગઇ છે, પણ ત્યાં કોઇનો લગ્નપ્રસંગ હતો, એટલે હેમન્તપુરથી તે બીજે કોઇ ગામ ગઈ હોય તો તે વિષે હું કશું જાણતો નથી; તેથી હેમન્તપુરનો આપનો ફેરો કદાચ અફળ જાય એવો પણ ભય છે, તે કારણથી એ તરફ઼ી લેવાની હું આપને ના કહું છું." માધવલાલે એક મોટી અડચણ લાવી મૂકી.

પણ એટલાથી કાંઇ આગન્તુક ગૃહસ્થ હિંમત હારી જાય તેવો નહોતો! તે બોલ્યો: "કશી ફીકર નહિ. હેમન્તપુર ગયા પછી તે કોઇ બીજે ગામ ગયાં હશે, તો ત્યાંથી ત્યાં પણ જવાશે. પછી શો

વાંધો છે ? આપ એક વાર હેમન્તપુરનું સીરનામું આપો એટલે બસ."

હવે માધવલાલ ગભરાયો. સામા માણસને નિરૂત્સાહ કરવાનો બીજો કશો માર્ગ હવે તેની પાસે રહ્યો નહોતો ! કુંવરીસાહેબની પાસે પોતાનું પોગળ જરૂર વેરાઇ જશે એવો તેને ભય ઉત્પન્ન થયો. આટલા આગ્રહ પછી ઠેકાણું આપવામાં આનાકાની કરવાથી સામા માણસને વહેમ પડશે એમ પણ તેને લાગ્યું. તે બોલ્યોઃ "ત્યારે લખી લ્યોઃ મન્મથશંકર આનંદશંકરને ત્યાં. પાડાપોળ—હેમન્તપુર."

સીરનામું લખીને આગન્તુક ગૃહસ્થ પાછો ગયો. માધવલાલના હૃદયમાં ગભરાટનો એક સરખો ઊભરો ચાલતો હતો. ચાકરે જમવા બેસવાનું કહ્યું, પણ તેને ગણકાર્યા વિના લાગલો જ કપડાં પહેરીને તે તાર ઓફીસ ભણી દોડ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

### તાર ઉપર તાર.

હેમન્તપુરમાં મનોરમા પોતાના પિતા મન્મથશંકરને ત્યાં સુખે દિવસો નિર્ગમન કરી રહી હતી. તે મન્મથશંકરની એકની એક પુત્રી હતી તેથી ત્રણ ભાઇઓ તથા ત્રણ ભાભીઓની વચ્ચે એકલી મનોરમાનું માન તથા મન સૌ સારી પેઠે જાળવતાં હતાં. પતિ દૂર હોવાથી તેનું મન જરા ઉંચું રહેતું, પરન્તુ પતિની કુટેવોને કારણે પતિથી દૂર રહેવામાં તેને રોજના બળાપામાંથી જે મુક્તિ મળતી તે મુક્તિને કારણે તે પિતાને ઘેર સુખે રહી શકતી હતી. વિશેષમાં પોતાના દિયર અરૂણની સાથે પણ વાર્તાવિનોદમાં તેનો વખત સારી રીતે જતો હતો. અરૂણને હજીસુધી ઉષાના હાથની પ્રાપ્તિ થઇ નહોતી અને ભવિષ્યમાં તે થશે કે નહિ તે માટે તે શંકાશીલ રહેતો હતો.

ા કારણથી હેમન્તપુરમાં તેના દિવસો ઉદ્વેગ તથા ચિંતાતુરતામાં જતા હતા, છતાં સુજ્ઞ ભાભીના સહવાસને કારણે કોઇ કોઇ વાર પોતાના માનસિક દુઃખને વિસરી જતો હતો.

અત્યારે અરૂણ મન્મથશંકરના ઓરડામાં એક વિશ્રામાસનમાં ઠચો હતો. તેના ખોળામાં એક કોરા કાગળની નોટબુક હતી અને મણા હાથમાં પેન્સીલ હતી. જે વખતે અરૂણનું માનસિક દુઃખ મરાતું, તે વખતે તે આવી રીતે જ વિચારમાં લીન બનીને બેસી ;તો હતો. થોડી વારમાં મનોરમા ભાભીઓ સાથેના વાર્તાવિનોદથી !વારીને દિયર પાસે આવીને બોલી: "કેમ કવિરાજ ! શું કરો છો ?"

"ભાભી ! જુઓ, પાછી મારી મશ્કરી કરવા માંડી ? કહો, ાના શા સમાચાર છે ?" અરૂણે ઉત્સુકતાથી પૂછ્યું.

"બસ ! આવતાં વાંત જ ઉષાના શા સમાચાર છે ? કહો, ક દિવસમાં તમારા 'ઉષા' રૂપી પ્રણવમંત્રનો જાપ કેટલી વખત । છો ?"

"ભાભી ! હવે મશ્કરી છોડીને સીધો જવાબ આપો ને ? કહો, । સમાચાર લાવ્યાં છો ?" અરૂણે વિશેષ ઉત્સુકતા દર્શાવી.

"હા; તમારી ઉષા તો કેવળ ઘેલી બની ગઇ છે, ભાઇ ! તે .સે તમે સીધા ઘેર ચાલ્યા આવ્યા, એટલે એ અધીરી બાળાએ પૂછ્યું કે હવે ગંધર્વરાજનો મેળાપ પુનઃ ક્યારે થશે ?"

ભાભીના વદનની સામે ઉત્સુકતાથી જોઇ રહીને અરૂણે પૂછ્યું: .ારૂ, પછી તમે શું કહ્યું ?"

"મેં કહ્યું કે હું તજવીજ કરીશ અને પછી કહીશ." મનો- બોલી.

"એ તમે બહુ ખોટું કર્યું ! ભાભી ! તમે એ ખરેખરી તક વી ! તે જ વખતે તમારે મારો અને એનો મેળાપ કરાવવો તો હતો !"

"દિયરજી! પણ નાટકમાં કાંઇ નાયક—નાયિકાનો મેળાપ પ્રથમ પ્રવેશમાં જ થઇ જતો નથી, એટલું યાદ રાખજો હો!"

"તે તો સૂત્રધારની મરજીની વાત છે." અરૂણે કહ્યું.

"પણ ચતુર સૂત્રધાર રસની જમાવટ માટે તમે કહો છો તેવી ગોઠવણ કદાપિ કરતો નથી." મનોરમાએ દલીલ કરી.

"પણ તમને કાંઇ સફળતાનો સંભવ જણાય છે?" હજી અરૂણની ઉત્સુકતા શમી નહિ.

"સફળતા—અફળતા એ પ્રભુને હાથ છે; મનુષ્યના હાથમાં માત્ર પ્રયત્ન કરવાનું રહ્યું છે અને તે આપણે કરીએ છીએ."

"પણ આજ ફરવા જવાનું શું પરિણામ આવ્યું?" અરૂણે પૂછ્યું.

"કાંઇ જ નહિ. તમે જાણો છો કે રોગ કપરો છે, તે કાંઇ એક ક્ષણમાં દૂર થાય તેવો નથી."

"પણ હવે તે દૂર થતાં કેટલો વખત થશે તે કાંઇ કહેશો? પાંચ વર્ષ જોઇશે કે એક વર્ષ?" અરૂણે કંટાળીને પૂછ્યું.

"બસ! એટલામાં કંટાળી ગયા? મને જોવા દો તમારી નોટબુક! અત્યારસુધીમાં તમારી પ્રિયતમાના વિરહમાં તમે કેટલીક કવિતાઓ લખી નાંખી છે, તે તો જરા જોઉં!" એમ કહેતાં જ મનોરમાએ અરૂણના ખોળામાંથી નોટબુક ઉપાડી લીધી અને તેમાંની એક કવિતા તે હસતી હસતી વાંચવા લાગી:

* "સારથી આ સૂર્ય કેરો, વ્યોમમાં પ્રવિશો ઉષા!
"તેહને દે વાસ તુજ મંદીરિયાનિ વિષે ઉષા. ટેક.
"જોડિ રથ મનનો સુપ્રેમી સૂર્યને પધરાવતો,
"જો! અરૂણ દે દર્શ કેવો આજ પૂર્વ દિશે, ઉષા! સા.
"પ્રેમથી ભીનું હ્રદય તારૂં કરી ખુલ્લું હવે,
"આ અરૂણને આપતી સત્કાર તું નહિ શે ઉષા? સા.

ગઝલ પૂરેપૂરી વાંચી રહીને મનોરમા બોલી: "વાહ, કવિરાજ

* ગઝલ.

વાહ ! પણ અરૂણની આટલી પ્રાર્થનાથી ઉષા રીઝે તેવી નથી ! ઉષા તો કહે છે કે અરૂણ પોતાની પાસે વેશ કાઢીને નાચે, તો પોતે મનાય; કહો, છે તે કબૂલ ? "

અરૂણ વદન ઉપર કંટાળો અને ખેદ દર્શાવતો બોલ્યો: " ભાભી ! હવે મારી મશ્કરી નહિ કરો. મને અહીં એકલો રહેવા દો. એકાંત વિના મારા મનની શાંતિ થશે નહિ. "

" એમ શાન્તિ નહિ થાય, દિયરજી ! શાંતિ મેળવવી હોય તો રાજાજીના બાગમાં જાઓ અને જે આસન ઉપર ઉષા બેઠી હતી તે આસન પાસે જઇને ઉષાએ અહીં પોતાનો પગ મૂક્યો હતો, અહીં પોતાની આંગળીઓ અરાડી હતી, આવી રીતે તે હાથ ટેકવીને બેઠી હતી, એવી એવી બાબતો સંભારીને તે વિષે કવિતાઓ લખો, એટલે તમારૂં મન શાંત થશે ! "

" હવે મારો કેડો છોડવો છે કે મશ્કરી જ કરવી છે ? તમે મુદ્દાની વાત કહેતાં નથી ને મ્હને રહીડવો છો. "

" મુદ્દાની વાત તો હું કહું છું કે રોગ કપરો છે; હજી માત્ર નિદાન થયું છે એટલે કે રોગનું કારણ જડયું છે; હવે તેનો ઔષધોપચાર શરૂ થશે અને ધીમે ધીમે રોગ મટશે. પણ રોગને જો ખરેખરો મટેલો જોવો હોય તો જેમ વૈદ્ય કહે તેમ જ વર્તવું જોઇએ. "

" હું તેની ક્યાં ના કહું છું ? હું તો તમે કહો તેમ કરવાને તૈયાર છું; કહો, શી આજ્ઞા છે ? "

" મારી આજ્ઞા છે કે પેટમાં છરી મારો." મનોરમા હસીને બોલી.

" જુઓ, પાછી મશ્કરી માંડી ? "

દિયર-ભોજાઇનો આ વિનોદ ચાલતો હતો એવામાં નીચેથી કોઇએ અરૂણના નામની બૂમ મારી. અરૂણે બારીની બહાર નજર કરી અને પૂછ્યું: " કોણ છે એ ? "

" અરૂણરાયના નામનો તાર છે. " બહારથી તારના મુટાવાળાએ જવાબ આપ્યો. અરૂણ નીચે જઇને તાર લઇ આવ્યો અને

ફોડીને વાંચ્યો. વાંચતાં જ તે કાંઇક ગુંચવણમાં પડેલો દેખાયો.

મનોરમાએ ચિંતાતુરતાથી પૂછ્યું: "ક્યાંનો તાર છે એ? શું તમારા ભાઇને શરીરે કાંઇ અસુખ છે?"

"મને કાંઇ આમાં સમજ પડતી નથી; હવે તો તમે પણ અંગ્રેજી ભણ્યાં છો, એટલે તમારી મેળે જ વાંચોને." એમ કહીને અરૂણે ભાભીના હાથમાં તાર મેલ્યો.

મનોરમાએ તાર હાથમાં લીધો અને વાંચ્યો. તેમાં લખ્યું હતું કે "તારી ભાભીને ત્યાંથી કોઇ બીજે સ્થળે મોકલી દે. કોઇ અજાણ્યો માણસ તેનો મેળાપ ન કરી શકે એવી ખાસ યોજના કરજે."

અરૂણ કે મનોરમા આ તારનો હેતુ બિલકુલ સમજી શક્યાં નહિ. પોતાને હેમન્તપુરમાંથી બીજે સ્થળે મોકલવાનું કાંઇ કારણ જ મનોરમા કલ્પી શકી નહિ. તેઓ હજી આટલો વિચાર કરી રહ્યાં હતાં, એટલામાં તો બીજી વાર અરૂણના નામની બૂમ પડી!

વળી પાછો બીજો તાર આવ્યો હતો! અરૂણ તાર લઇ આવ્યો અને તે તેણે વાંચ્યો. તેમાં લખ્યું હતું કે "અરૂણ! જો તને કોઈ "સુંદરી હિતસાધક" ના લેખ વિષે પૂછે તો કહેજે કે તે વિષે મને કશી ખબર નથી."

આ તાર વાંચીને વળી દિયર ભોજાઇ વધારે ગુંચવણમાં પડ્યાં. પહેલા તાર સાથે આ તારનો કાંઇ જ સંબંધ હોય તેમ માલૂમ પડતું નહોતું. "સુંદરી હિતસાધક" નો લેખ શું અને તે સાથે પોતાનો શો સંબંધ હોય તે મનોરમા કલ્પી પણ શકી નહિ. મનોરમાએ પૂછ્યું: "અરૂણભાઇ! ઉપરાઉપરી આ બે તાર તમારા ભાઇએ શામાટે કર્યા તે તમે કાંઇ સમજી શકો છો?"

"બિલકુલ નહિ! જેટલાં તમે ગુંચવાઓ છો, તેટલો જ, હું ગુંચવાઉં છું!"

એટલામાં વળી અરૂણના નામનો ત્રીજો તાર આવ્યો! મનમાં પ્રતિક્ષણે વધારે ગુંચવાતો જતો અરૂણ તાર લઇ આવ્યો અને તે

તેણે વાંચ્યો. તેમાં લખ્યું હતું: " અરૂણ! એક બાબત હું તને સૂચવવાની ભૂલી ગયો. તારી ભાભીનું બીજા સ્થળનું સીરનામું જો કોઈ તારી પાસે માંગે તો આપતો નહિ; અને કાંઈ ભળતું જ નામ આપીને તેને ભૂલાવામાં નાંખજે. "

પહેલા તારની સાથે આ તારનો કાંઇક સંબંધ જણાયો, પરન્તુ હજી પણ તેનો હેતુ સમજાયો નહિ. અરૂણના નામના તાર ઉપરાઉપરી આવતા જોઇને ઘરવાળાંઓને ચિન્તા થવા લાગી. મનોરમાનો મોટો ભાઈ વિનોદરાય એકદમ ઉપર આવ્યો અને તેણે અરૂણને પૂછ્યું: " અરૂણરાય! ઉપરાઉપરી આટલા બધા તાર શાના આવ્યા? કાંઇ ચિન્તાજનક ખબર તો નથીને? "

અરૂણે કહ્યું: " આ રહ્યા તે તાર; જુઓને, હું અને મનોરમા તો તે વાંચીને ગુંચવાયાં છીએ અમને કાંઈ સમજ પડતી નથી. "

વિનોદરાયે સઘળા તારો વાંચ્યા અને તે પણ તારોનો હેતુ સમજવાને ગુંચવાયો, એટલામાં તો ચોથો તાર આવ્યો.

અરૂણે તે ફોડીને વાંચ્યો. તેમાં નીચે મુજબ લખેલું હતું: " અરૂણ! મને બહુ ચિંતા થાય છે. તારી ભાભીને તેં છુપાવી દીધી કે કેમ તેનો જવાબ આપ. રાજકુંવરી થોડી વારમાં ત્યાં પહોંચી જશે અને તે તેને મળશે. વાતચીતમાં ભુલે ચૂકે એમ ન બોલતો કે તારી ભાભીને અંગ્રેજી ભાષાનું જ્ઞાન નથી. "

વિનોદરાય આ સાંભળીને ખડખડાટ હસી પડયો અને બોલ્યો: " સમજયો, સમજયો, હું સઘળી વાત સમજી ગયો. મનુ બ્હેનને શા-માટે છુપાવવાનો આગ્રહ કરવામાં આવે છે તે પણ મારા સમજવામાં આવ્યું. "

અરૂણે પૂછ્યું: " ત્યારે મને સમજાવોને, આ બધું શું છે? "

વિનોદ બોલ્યો: " તમે ગયા માસનું " સુંદરી હિતસાધક " વાંચ્યું છે? "

" ના, તેમાં શું છે? "

"તેમાં મનુ બ્હેનની સહીથી એક લેખ છપાએલો છે. તે અંગ્રેજી ઉપરથી લખાએલો છે. માધવલાલે એ લેખ મનુ બ્હેનના નામથી લખેલો. હવે અત્યારે કોઇ રાજકુંવરી એ લેખ ઉપરથી આકર્ષાઇને તેની લેખિકાને મળવા આવતી હશે અને માધવલાલના જાણવામાં તે આવ્યું હશે તેથી તે ગભરાય છે કે જો રાજકુંવરી મનુ બ્હેનના અંગ્રેજી ભાષાના અજ્ઞાન વિષે જાણે તો એ લેખ હેઠળ મનુ બ્હેનના નામ માટે માધવલાલને પોતાને જ શરમાવું પડે કે સ્ત્રીના નામથી પોતે જ લેખ લખ્યો છે. આવી ફજેતી નહિ થવા દેવાને તે મનુ બ્હેનને કોઇ બીજે સ્થળે મોકલવાનું કે છુપાવવાનું લખે છે. પણ હવે કાંઈ ફીકર જેવું નથી, કારણકે મનુ બ્હેને થોડા વખતમાં પણ બહુ ખંત તથા શ્રમવડે અંગ્રેજીનો અભ્યાસ ઠીક ઠીક કર્યો છે અને માધવલાલને તે વિષેની ખબર નથી."

એમ કહીને વિનોદરાય એકદમ પોતાના સૂવાના ઓરડામાં ગયો અને પોતાની સ્ત્રીની પેટીમાં ગયા માસનું "સુંદરી હિતસાધક" પડ્યું હતું તે લઇને પાછો આવ્યો. તેણે મનોરમાની સહીવાળો લેખ કાઢીને પોતાની બ્હેનના હાથમાં મૂક્યો અને તે જોઇને મનોરમા તથા અરૂણ સ્તબ્ધ બની ગયાં!

---

## પ્રકરણ ૨૦ મું.

---

### ચિંતા અને ગભરાટ.

માધવલાલે કરેલા સાહસ માટે હવે તેને બહુ પસ્તાવો થતો હતો. વિદ્વાન્ તરીકેનું પોતાનું નામ અત્યંત કલંકિત થશે અને પોતાની ચોરી પકડાતાં પોતાથી ફરીથી લોકોમાં મ્હોં પણ બતાવી શકાશે નહિ તેની ચિંતા તેના ચિત્તમાં એકસરખી રીતે પ્રજળ્યા કરતી હતી. તેણે અરૂણ ઉપર ચાર તાર ઉપરાઉપરી કર્યા અને સાંજસુધી રાહ જોઈ પરન્તુ અરૂણ તરફથી તેનો કશો ઉત્તર મળ્યો નહિ, એટલે તેની

ચિન્તામાં વધારો થયો. તેણે ખાનગી રીતે તપાસ કરી તો માલૂમ પડયું કે ત્રણ વાગ્યાની ગાડીમાં રાજકુંવરી અને તેમનો કાઠિયાવાડી સેક્રેટરી હેમન્તપુર વિદાય થઇ ગયાં હતાં! માધવલાલને એવો વહેમ આવ્યો કે કદાચ એ કાઠિયાવાડીએ પોતાની ફજેતી કરવાને જ તેનો આ પ્રમાણે પીછો લીધેલો હોવો જોઇએ; નહિતો મનોરમાને મળવા માટે જ ખાસ હેમન્તપુરસુધી મુસાફરી કરવાનું તેઓ માથે શામાટે લે? આ શંકા ઉત્પન્ન થતાંની સાથે માધવલાલ નિશ્ચય કરી બેઠો કે પોતે વિદ્વાન્ વર્ગમાં બદનામ થયા વિના રહેશે નહિ. લાગલો જ તે 'સુંદરી હિતસાધક' પત્રના તંત્રીની મુલાકાતે ગયો અને વાતચીતમાં જે કાંઇ પૂછી લીધું તેપરથી એટલું માલૂમ પડયું કે રાજકુંવરીએ એ પત્રના તંત્રીની મુલાકાત લીધી હતી ખરી પરન્તુ મનોરમા સંબંધે કશી ખાસ વિગત પૂછી નહોતી. આ પરથી વળી માધવલાલની શંકા ડગમગી; પરન્તુ અરૂણુ તરફથી કશો ઉત્તર નહિ મળવાને લીધે તેને બહુ ચિન્તા થવા લાગી. સાંજે પાછો તેણે પાંચમો તાર કર્યો અને અરૂણુને જણાવ્યું કે "ત્યાં શી સ્થિતિ થઇ તેનો જવાબ આપ." રાત્રિના દશ વાગતાં સુધી માધવલાલ ઘેર જાગતો બેઠો પણ તારનો કશો જવાબ પાછો ફર્યો નહિ.

તે રાત્રે તેણે કલબમાં જવાનું કે બહાર ફરવા જવાનું માંડી વાળ્યું અને ચિંતાતુર અવસ્થામાં જ તે બિછાનામાં પડયો. મધ્યરાત્રિ થઇ. પણ તારનો જવાબ આવ્યો નહિ કે તેને ઉંઘ પણ આવી નહિ. પડોશમાં કોઇનું ઉચ્ચ સ્વરે બોલાતું નામ તે સાંભળતો કે તુરત જ તે કાન દેતો અને તારનો પટાવાળો પોતાનું નામ પોકારતો હોય એવી તેને ભ્રમણા થતી. એકાદ બે વાર તો એવી વહેમ પડતી બૂમોની ખાત્રી કરવાને તેણે બારી ઉઘાડીને નીચે નજર પણ કરી, પરન્તુ ત્યાં તારવાળો માલૂમ પડતો નહિ એટલે પોતે નિરાશ થઇને પાછો બિછાનામાં પડતો. આ વખતે તેને બીજી શંકા આવી. તારનો જવાબ નહિ મળવાનું કારણ હેમન્તપુરની તાર ઓફીસના ટાઇમને

લગતું જ કાંઈ હશે કે કેમ તેવો તેને સંશય ઉત્પન્ન થયો. પુસ્તકોના કબાટમાંથી તાર ખાતાની ગાઇડ શોધી કાઢી અને તેમાં જોયું તો જણાયું કે ત્યાંની ઓફીસ સાંજે સાત વાગતાં બંધ થતી હતી! માધવલાલ નિરાશ થયો. પોતાનો તાર અરૂણને મળી શકયો હશે કે કેમ તેની પણ તેને ખાત્રી થઇ નહિ. તે નિરાશ થઇને ફરી બિછાનામાં પડયો. હવે તાર આવવાની આશા રહી નહોતી, એટલે તેના ચિત્તની ભમણા તો દૂર થઈ. ઉંઘવાને ફાંફાં મારતાં છેક પરોઢીએ ઉંઘ આવી અને ક્ષણભર માધવલાલ ચિંતા તથા ગભરાટને વિસરી ગયો.

બીજે દિવસે સ્વાભાવિક રીતે જ તે નવ વાગ્યે બિછાનામાંથી ઉઠયો કે તુરત જ તેને અરૂણ તરફનો જવાબ તારથી મળ્યો. જવાબમાં લખ્યું હતું કેઃ " રાજકુંવરી અત્રેના મહારાજાનાં મેમાન તરીકે ઉતર્યાં છે અને ગઇ રાત્રે મનોરમાની મુલાકાત તેમણે લીધી છે. કોઇ બીજે સ્થળે જઇને છુપાવાની મનોરમાની ઇચ્છા નહોતી. "

આ જવાબ વાંચતાં જ માધવલાલ ઠંડોગાર થઇ ગયો! પોતે આટલી આટલી ચેતવણી આપ્યા છતાં છેવટે મનોરમાએ રાજકુંવરીની મુલાકાત તો લીધી જ! આથી મનોરમા ઉપર તેને ક્રોધ પણ ચડયો. પોતાની ખાસ સૂચના છતાં તે તેણે માની નહિ અને પોતાની મરજી મુજબ વર્તીને પોતાને બદનામ કર્યો એવું સાંભરી આવતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ. આવી હુજ્જત કરવા માટે જો મનોરમા સુરતમાં હોય તો માધવલાલ તેને સોટીએ ને સોટીએ પાંશરી કર્યા વિના ન જ રહે, એટલો બધો તે ગરમ બની ગયો. હવે શું કરવું તેનો તેણે વિચાર કરવા માંડયો. તેણે મનોરમાની શુદ્ધબુદ્ધ કેવી રીતે ઠેકાણે લાવવી તેની યુક્તિ શોધવા માંડી. એક વાર એવું જ મનમાં આવ્યું કે " અત્યારે ને અત્યારે હેમન્તપુર જઉં અને મારી આજ્ઞા નહિ માનવા માટે મનોરમાને ત્યાં ને ત્યાં જ શિક્ષા કરૂં—પછી ભલે લોકો મને ગાંડો કહે. " વળી બીજી વાર એવો વિચાર આવ્યો કેઃ " ત્યાં ને ત્યાં જ શિક્ષા તો ન કરવી પણ એને એકદમ અહીં લઇ

આવવી અને અહીં લાવ્યા પછી તેની ષોડશોપચારે પૂજા કરવી !” જરા લાંબો વિચાર આવતાં એમ થયું કે “હજી રાજકુંવરી હેમન્તપુરમાં જ હશે અને હું ત્યાં જઇશ તો વળી વધારે ફજેતી થશે, માટે એકાદ દિવસ પછી હેમન્તપુર જવું અને મનોરમાને લઇ આવવી.” આવા આવા કેટલાક વિચારો એક પછી એક માધવલાલના ચિત્તમાં ડોકીયાં કરવા લાગ્યા, પરન્તુ કશો નિર્ણય કરાયો નહિ. જોતજોતાંમાં અગીયાર વાગ્યા, પરન્તુ હજીસુધી તે તારનું પરબીડીયું હાથમાં જ પકડીને બેઠો હતો. ચાકર બે ત્રણ વાર કહી ગયો ત્યારે તે ન્હાવા ઉઠયો અને અન્યમનસ્ક સ્થિતિમાં અર્ધું પર્ધું ખાઇ લીધું. બપોરે એકાદ બે મિત્રો આવીને શેતરંજ માંડીને બેઠા, તેમાં માધવલાલે ભાગ લીધો, પણ તે નીરસપણે જ. પોતાની ફજેતીના ભયથી તે એટલો બધો ગભરાયો હતો કે હવે તેને બ્હાર નીકળવાનું પણ ગમતું નહોતું.

મિત્રો એકાદ કલાક ગમત કરીને ચાલ્યા ગયા એટલે તે ફરીને બિછાનામાં પડચો અને ચિત્રવિચિત્ર વિચારશ્રેણીએ ચડચો. લોકોમાં પોતે પોતાની સ્ત્રીને નામે લેખ લખ્યો એવી વાત જાહેર થતાં પોતાને માથે જે કલંક આવે તેને માટે પોતે કેવી રીતે બચાવ કરવો અથવાતે કલંક ધોઇ નાંખવાને હવે કેવી રીતે વર્તવું તેના વિચારો તેણે કરવા માંડચા. એક વિચાર તેને સૂજી આવ્યો. જેઓ પૂછે તેઓને એવો જવાબ આપવો કે “મનોરમાને અંગ્રેજી લેખ સમજાવ્યો હતો અને પછી પોતાની યાદદાસ્ત ઉપરથી મનોરમાએ એ લેખ ગુજરાતી ભાષામાં લખી કાઢચો હતો.” લેખની ભાષાની ઉચ્ચતાનો સંશય કાઢનારને માટે તેણે એવો જવાબ ગોઠવ્યો કે “એ લેખ મનોરમાએ લખ્યા પછી મેં તેમાં કેટલોક ભાષાસુધારણા સંબંધી ફેરફાર કર્યો હતો એટલે એવી સંસ્કારી ભાષા તેમાં આવી શકી છે.” વળી તેને વિચાર થયો કે “મનોરમામાં હિંદી ભાષા વાંચીને સમજવાની તો થોડી થોડી શક્તિ છે, તો એ અંગ્રેજી લેખનું હિંદી

ભાષાન્તર જો કોઇ હિંદી પત્રમાં થઇને બહાર પડેલું મળી આવે તો ઘણું સારૂં." છેલ્લા ત્રણ ચાર માસનાં હિંદી માસિક ચોપાનીયાંઓની તપાસ કરવાનો તેણે દઢ નિશ્ચય કર્યો અને તે માટે કોઈ સારી લાયબ્રેરીમાં જવાની તેણે તૈયારી કરી.

કપડાં પહેરીને માધવલાલ ઘરની બહાર નીકળ્યો, ત્યાં તેને મળવા આવવા માટે તેનો મિત્ર ગણપત આવતો જણાયો. માધવલાલને તૈયારી કરીને ઘરમાંથી બહાર જતો જોતાં જ ગણપત બોલી ઉઠયોઃ "કેમ ભાઈ! હું તમને મુબારકબાદી આપવા આવું છું અને તમે વળી ક્યાં બહાર જાઓ છો?"

"શાની મુબારકબાદી આપવા આવ્યા છો?" માધવલાલે કાંઇક આશ્ચર્યથી પૂછ્યું.

ગણુપતે મુંગા મુંગા પોતાના હાથમાંનો "મર્યાદા" નામના હિંદી માસિક પત્રનો અંક માધવલાલના હાથમાં મૂક્યો અને તેમાંનો એક હિંદી લેખ તેને કાઢી બતાવ્યો. લેખને મથાળે લખ્યું હતું કે "શ્રીમતી મનોરમાબાઇ માધવલાલકે ગુજરાતી ભાષાકે લેખસે અનુવાદિત." માધવલાલ આ વાંચતાં જ વળી વિશેષ આશ્ચર્ય અને ખેદનો ભોગ થઇ પડયો. ગણુપત બોલ્યોઃ "તમારાં પત્નીના લેખોની ઉત્તમતાએ હિંદી પત્રકારોનું ધ્યાન પણ આકર્ષ્યું છે તે માટે હું તમને મુબાદકબાદી આપું છું."

માધવલાલના મનનો ગભરાટ તો તે પોતે જ સમજતો ઊભો હતો! હિંદીના કોઇ લેખનો આધાર શોધવાને તે પ્રયત્ન કરવા ધારતો હતો તેને બદલે પોતાના જ ગુજરાતી લેખને આધારે હિંદીમાં લખાએલો લેખ જોવામાં આવતાં તે વળી વધારે નિરાશ થયો અને બહાર જવાનો વિચાર માંડી વાળ્યો. ગણુપત અને માધવલાલ બન્ને પાછા ઘરની અંદર ગયા અને આડા અવળા ટોળ–ટપ્પામાં વખત ગાળી ચોડીવારે છૂટા પડયા.

પોતાના બચાવનો કશો પણ માર્ગ માધવલાલને માટે હવે ખુલ્લો

રહ્યો નહોતો. પોતાને બદનામ થવું પડશે અને લોકોમાં મ્હોં પણ નહિ બતાવી શકાય એવી હવે તેની ખાત્રી થઈ. લોકો આંગળીઓ કરશે અને "આ પેલો બૈરીને નામે લેખ લખનારો" કહી ચ્હીડવશે તે કેમ સહી શકાશે તેનો વિચાર આવતાં તેનું વદન મરણ પામ્યાના જેવું ફીકકું બની ગયું. વિચારગ્રસ્તતાને લીધે રાત્રિભોજન પણ કર્યાવિના તે સુઇ ગયો. રોજ દારૂ પીવાની ટેવ હતી, પરન્તુ બે દિવસથી તે એવો ભૂલી જવાયો હતો કે તેનું નામ પણ સાંભરતું નહોતું.

બીજા દિવસનું પ્રભાત થયું અને હજી માધવલાલ પોતાની કફોડી સ્થિતિનો વિચાર કરતો બિછાનામાં આળોટતો જ હતો, એટલામાં ચાકરે આવીને કહ્યું: "સાહેબ! તે દિવસે પેલા કાઠિયાવાડી ગૃહસ્થ આપને મળવા આવ્યા હતા તે ફરીથી પાછા આપને મળવા આવ્યા છે અને દિવાનખાનામાં આપની રાહ જોતા બેઠા છે!"

માધવલાલને તો આ ખબર સાંભળતાં જ મોટો ધ્રાસ્કો પડયો!" હાય, હાય! મારૂં સઘળું પોગળ તો વેરાઇ ગયું છે અને હવે હું તેને કેવી રીતે મ્હોં બતાવીશ? એ મને પૂછશે તેનો હું શો જવાબ આપીશ?" આવા આવા વિચારોને લીધે તે વિશેષ ગભરાયો. એ કાઠિયાવાડી ગૃહસ્થ હજી પણ તેનો પીછો છોડતો નહોતો તેપરથી તેને એવો સજ્જડ વ્હેમ ઉત્પન્ન થયો કે પહેલેથી જ પોતાનું આ પોગળ તે જાણતો હોવો જોઇએ અને આ બધું તરકટ તેણે પોતાને બદનામ કરવા માટે જ કર્યું હોવું જોઇએ. પણ હવે શું થાય? ફરીથી કોઇ વાર આવું ન કરવું એવો બોધ માધવલાલને મળ્યો હતો, પરંતુ જે થઇ ગયું તેનો હવે બીજો શો ઉપાય? તેણે ચાકરને કહ્યું: "જા, એ કાઠિયાવાડી ગૃહસ્થને કહેજે કે ભાઇનું શરીર થોડા દિવસથી નરમ રહે છે એટલે તે તમને મળી શકશે નહિ, અને વળી અત્યારે તાવ આવ્યો છે એટલે બિછાનામાંથી ઉઠી શકે તેમ નથી."

ચાકર ડહાપણ કરવા લાગ્યો: "પણ ભાઇસાહેબ! આપને તાવ આવે છે ત્યારે દવા કેમ ખાતા નથી?"

" અરે જાને, દોઢડાહ્યા! હું કહું છું એવો જવાબ આપી આવ." માધવલાલે ગુસ્સો કરીને કહ્યું.

ચાકરે દિવાનખાનામાં આવીને ખબર આપ્યા. કાઠીયાવાડી ગૃહસ્થે ચાકરને કહ્યું: " એમ કે ? ત્યારે તો જા, ભાઇને ખબર આપ કે હું તેમની તબીયત જોવા માટે અંદર આવું છું. "

ચાકરે લાગલા જ પાછા ફરીને માધવલાલને ખબર આપ્યા. " તારૂં સત્યાનાશ જાય! હજી પણ મારો પીછો છોડતો નથી ! હાય, હાય, હવે હું શું કરીશ ? " એટલો ઉદ્ગાર મુખમાંથી નીકળી ગયો, તે સાથે જ બહારની ઓસરીમાં પગરવ સંભળાયો એટલે માધવલાલ સફાળો રજાઈ ઓઢીને તાવ આવ્યો હોય તેવો દેખાવ કરી બિછાનામાં પડયો અને આંખો મીંચી દીધી !

---

# પ્રકરણ ૨૧ મું.

## " અજબ ! અજબ ! "

તે કાઠિયાવાડી ગૃહસ્થ માધવલાલના સૂવાના ઓરડામાં આવ્યો, ત્યારે માધવલાલની આંખો મીંચેલી હોવાથી તેને એમ લાગ્યું કે તે કદાચ ઉંઘમાં હશે. ચાકર પાસે જ ઊભો હતો, તેને તેણે પૂછયું: " કેમ, ભાઇ ઉંઘી ગયા છે કે ? "

ચાકરે જવાબ આપ્યો: " અરે, ના રે ! હમણાં જ મારી સાથે વાતચીત કરતા'તાને ! "

ચાકરે આ પ્રમાણે કાચું કાપ્યું જોઇને માધવલાલ સમજી ગયો કે હવે વધારે વખત ઉંઘવાનો ઢોંગ ચાલી શકનાર નથી. તેણે તુરત જ આંખો ઉઘાડી અને માંદાની પેઠે ધીમે સ્વરે ઉત્તર આપ્યો: " પધારો સાહેબ ! "

" જી. હા, આપની તબીયત હમણાં કાંઇ નરમ ચાલે છે કે શું ? "

"હા, સાહેબ! કાલે જ જરા સીક થઇ ગયો છું."

"આપને તાવ આવ્યો છે?" એમ બોલતાં જ તે ગૃહસ્થે પોતાનો હાથ લાંબો કરીને માધવલાલના કપાળપર મેલ્યો! કપાળ ઠંડું હીમ જેવું હતું! માધવલાલ મનમાં પોકારી ઉઠયોઃ "તારૂં સત્યાનાશ જાય રે અલ્યા! હવે હું શું બ્હાનું કાઢીશ?" તે ગૃહસ્થ આગળ બોલ્યોઃ "અત્યારે તો તાવ નથી જણાતો."

"થોડી વાર પહેલાં પરસેવો વળ્યો હતો એટલે તાવ ઉતર્યો લાગે છે, પરન્તુ એક દિવસના તાવમાં અશક્તિ બહુ આવી ગઈ છે."

"સાધારણ તાવ હશે તો એની મેળે જ ઉતરી જશે. હું અને કુંવરીસાહેબ હેમન્તપુર જઇ આવ્યાં હોં!"

માધવલાલના કાળજામાં ચીરો પડયો. શું બોલવું તે તેની ગભરાએલી મતિને સૂઝ્યું જ નહિ! છતાં વિવેકની ખાતર ઉત્તર તો આપવો જ જોઇએ! તે બોલ્યોઃ "વારૂ, મુલાકાત થઇ કે નહિ?"

"હા, મનોરમાબાઇ ત્યાં જ હતાં. અમે ઉતર્યાં'તાં રાજાજીના પરોણા તરીકે, પરન્તુ પછી રાત્રે અમે તેમની મુલાકાત લીધી."

"ઠીક કર્યું." માધવલાલે વાતને ટૂંકેથી પતાવી દેવાનો યત્ન કર્યો.

તે કાઠિયાવાડી ગૃહસ્થે આગળ ચલાવ્યુંઃ "તેમની મુલાકાતથી અમે ધાર્યું હતું તે કરતાં અમને વિશેષ આનંદ થયો! શી તેમની સુશીલતા! તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ ઠીક છે."

માધવલાલ ચમકી ગયો; પણ તેણે પોતાનું આશ્ચર્ય એ ગૃહસ્થને જણાવા દીધું નહિ. મનોરમાને અંગ્રેજી આવડતું જ નહોતું, તો પછી તેનું અંગ્રેજી જ્ઞાન ઠીક શી રીતે હોઇ શકે તે જ માધવલાલ સમજ્યો નહિ. પેલા ગૃહસ્થે કહ્યુંઃ "અને વળી સ્ત્રીજીવનસંબંધે તેમણે પેલા લેખમાં જેવા ઉદાર વિચારો દર્શાવ્યા છે તેવા જ ઉદાર વિચારો તેમણે ખુલ્લી રીતે અમારી સમક્ષ પણ જણાવ્યા. એ પ્રકારનું નીતિબળ કોઇક જ સ્ત્રીઓમાં હોય છે."

માધવલાલનું આશ્ચર્ય વધવા લાગ્યું.

" આપ જાણતા હશો કે અમારાં કુંવરીસાહેબને વિદ્યાનો વ્યાસંગ બહુ ગમે છે. આપણા આર્ય સ્ત્રીજીવનને સુધારવાને પોતે કાંઇક પ્રયત્ન કરવાની ધારણા રાખે છે અને તેને માટે એક સ્ત્રીમંડળ સ્થાપવાનો તેમણે નિશ્ચય કર્યો છે. આ સ્ત્રીમંડળની યોજના એવી રાખવામાં આવી છે કે ગુજરાતી ભાષા બોલી જાણનારી હરકોઇ સ્ત્રી તે મંડળના સભાસદ તરીકે દાખલ થઇ શકે. આ મંડળની મુખ્ય ઓફીસ એક સ્થળે રાખવી અને બીજાં જૂદાં જૂદાં શહેરોમાં એની શાખાઓ સ્થાપવી. આ શાખાની સ્ત્રી સભાસદોને પણ સ્ત્રીધર્મની ઉન્નતિને માટે યત્ન કરવાનો કેટલોક કાર્યક્રમ નિશ્ચિત કરી આપવો. સ્થળભેદે કરીને એ કાર્યક્રમમાં પણ ભેદ રાખવાની જરૂર પડે તેમ છે, એટલે સઘળી શાખાઓને માટે એકસરખો કાર્યક્રમ નિશ્ચિત નહિ કરતાં દરેક શાખાનો પોતપોતાના કાર્ય સંબંધે અભિપ્રાય લેઇને તદનુસાર એ ક્રમ ઠરાવી આપવો એવી સૂચના . મનોરમાબાઇએ કરી તે ઉપરથી કુંવરીસાહેબ પણ હવે એ જ વિચારપર આવ્યાં છે અને મનોરમાબાઇનું નામ એ સ્ત્રીમંડળના એક મુખ્ય સભાસદ તરીકે આપવાની તેમણે કબૂલત આપી છે. માધવલાલભાઇ ! હું આપને શું કહું ? જો મનોરમાબાઇ જેવાં સુશીલ, સાદાં, વિચારક અને વિદ્યાસંપન્ન બાઇ અમારા કાઠિયાવાડમાં માત્ર અર્ધો ડઝન હોય તો થોડાં જ વર્ષમાં તેઓ કાઠિયાવાડનું સ્ત્રીજીવન ઉત્તમ બનાવી દેવાને સમર્થ નીવડે. એવી સત્કાર્યશીલ અને સેવાતત્પર સ્ત્રી સભાસદો મેળવવાને જ કુંવરીસાહેબે આ મંડળ સ્થાપવાનું યોગ્ય વિચાર્યું છે. ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો જેટલો પ્રસાર છે તે કરતાં કાઠિયાવાડમાં ઘણો જ થોડો છે, અને આવી રીતે ગુજરાત તથા કાઠિયાવાડની સુશિક્ષિત સ્ત્રીઓ એકત્ર રહીને જો સ્ત્રીજીવનની સુધારણા કરવાનો યત્ન કરે તો મને લાગે છે કે એ કાર્યમાં તેથી કેટલીક સરલતા પ્રાપ્ત થાય. કેમ, આપનો એ સંબંધે શો અભિપ્રાય છે ? "

માધવલાલ શો જવાબ આપે? એ તો આ બધું ભાષણ સાંભળીને દિગ્મૂઢ બની ગયો હતો! વળી મનોરમાની યોગ્યતાની આટલી પ્રશંસા, તેના અંગ્રેજી જ્ઞાન અને સેવાબુદ્ધિનાં વખાણ, એ સઘળી અસંભવિત વાર્તા સાંભળીને તેનું મગજ કેવળ ગુમ બની ગયું હતું! એ ગૃહસ્થે છેલ્લો પ્રશ્ન કર્યો કે "આપનો એ સંબંધે શો અભિપ્રાય છે?" ત્યારે તે ભાનમાં આવ્યો અને બોલ્યો: "આપે એ શું કહ્યું?"

"મેં હમણાં આપને જે કહ્યું તે વિષે હું આપનો અભિપ્રાય પૂછું છું."

"કુંવરીસાહેબનું એ કાર્ય ઘણું સ્તુતિપાત્ર છે; પરન્તુ એ કામમાં મનોરમાને મોટી આગેવાની આપવાની કશી જરૂર નહોતી."

"એમ કેમ સાહેબ? એમના કરતાં વધારે સારાં સભાસદ અમને બીજાં ભાગ્યે જ કોઇ મળી શકે તેમ છે. તેમના કરતાં વધારે દેખાવડાં કે ઉત્તમ પોશાક પહેરી જાણનારાં કિંવા વિશેષ ધનવાન કુટુંબમાં જન્મેલાં સ્ત્રીસભાસદો અમે મેળવી શકત; પરન્તુ અમારાં કુંવરીસાહેબે એ જોયું છે કે એવી સ્ત્રીઓ જે કાંઇ જાહેર કાર્યમાં ભાગ લેવા લાગે છે, તે ખરી સેવાબુદ્ધિથી નહિ જ. એવી રીતે બહાર પડવામાં તે સ્ત્રીઓના કાંઇ કાંઇ ઉદ્દેશો સમાએલા હોય છે. કોઇને પોતાનું અંગ્રેજી સંસ્કૃત ભાષાનું જ્ઞાન બતાવવાની અભિલાષા હોય છે અને તેથી તેઓ તે ભાષાના ઉતારાઓથી તથા કઠણ શબ્દોથી ભરપૂર લખેલાં ભાષણો સ્ત્રીસભાઓમાં વાંચી જાય છે. કોઇને પોતાનો વૈભવ જાહેર કરવાનો શોખ હોય છે, તે પોતાને ત્યાં અર્થરહિત કાર્યોને માટે મોટી મોટી સભાઓ ભરી પોતાના વૈભવનું પ્રદર્શન કરે છે. કોઇને પોતાના ડહાપણનો ગર્વ હોય છે તે સ્ત્રીસભાઓમાં કાંઇ કાંઇ વાતોમાં વચ્ચે માથાં મારે છે અને દૂધમાંથી પોરા શોધી કાઢવાને બહાર પડે છે. કોઇને કાંઇ કવિતાઓ જોડવાનું જ્ઞાન હોય છે તો તે બતાવવાને સભાની વચ્ચે પ્રમુખનું કે બીજા કોઇનું અર્થરહિત ગુંણગાન કરે છે અને કવયિત્રી તરીકે ખ્યાત થવાને ફાંફાં મારે છે. આ પ્રમાણે

ઘણી સ્ત્રીઓ પોતાના જૂદા જૂદા સ્વાર્થી હેતુઓ સિદ્ધ કરવાને મથે છે; પરન્તુ એવો કશો અવગુણ મનોરમાબાઈમાં જોવામાં આવ્યો નથી, બલ્કે પ્રત્યેક ક્ષણે તેમના હૃદયની સેવાતત્પરતા ઉભરાઇ જતી હોય એમ જોવામાં આવતું હતું, અને તેથી સ્ત્રીમંડળના એક આગેવાન સભાસદ તરીકે તેમને જ સ્વીકારવા માટે કુંવરીસાહેબને બહુ આનંદ થયો છે.”

“તો જેવી આપની ઇચ્છા. કુંવરીસાહેબને એ મંડળ સ્થાપવા માટે મારી વતી મુબારકબાદી આપજો.”

“બહુ સારૂં. આપની તબીયત નરમ છે, એટલે હું હવે આપને વધારે તસ્દી નથી આપતો; હવે હું રજા લઉં છું.”

“વારૂ, પધારજો. મારા સરખી કાંઇ કાર્યસેવા જણાવજો.”

“ઘણી ખુશીથી.” એમ કહી તે ગૃહસ્થ ચાલ્યો ગયો.

“અજબ! અજબ! મનોરમા! તેં તો રંગ રાખ્યો, પણ તે ખરી મનોરમા નહિ જ હોય! કોઇ વેશધારી–નામધારી મનોરમાને મુલાકાતમાં રજુ કરી લાગે છે, નહિતો પૂરેપૂરો વેશ ભજવાય ક્યાંથી?” હવે માધવલાલમાં ચૈતન્ય આવ્યું. તેનો ગભરાટ દૂર થયો. તે ઉઠીને બેઠો થયો. હર્ષમાં ને હર્ષમાં તે એક ગાયન લલકારવા મંડી ગયો!

નોકરે પાછળથી આવીને પૂછ્યું: “સાહેબ! તાવ ઉતરી ગયો?”

“હા, હા, જલ્દી ચાહ લાવ, મારે બહાર ફરવા જવું છે!”

---

# પ્રકરણ ૨૨ મું.

---

## દર્શન–પિપાસા.

જેમ જેમ વધારે દિવસો કશા પણ પરિણામ વિના ચાલ્યા જતા હતા, તેમ તેમ અરૂણનું ચિત્ત વધારે ને વધારે અધીરૂં બનતું જતું હતું. મનોરમા આટલી ઢીલથી કામ કેમ ચલાવે છે તેની કશી સમજ તેને પડતી નહોતી અને તેથી અવારનવાર પોતાની અ-

ધીરાઈ ભાભી પાસે તે દર્શાવતો પણ ખરો. આજે સાંજે તેણે કહ્યું: "ભાભી! ઉષાને જોયાને બહુ દિવસો થઇ ગયા, તેથી આજે મને તેની દૃષ્ટિએ પડી તેને નેત્રો ભરી ભરીને અવલોકવાની પિપાસા થઇ આવી છે."

"તમે તો કાંઇ ઘેલા થયા છો શું? તમે એમ કરશો તો કદાચ સઘળો ખેલ કથળી જશે; અને એકવાર કુપથ્ય કર્યું એટલે પછી વૈદ્ય તમારો કેસ હાથમાં રાખશે નહિ." મનોરમાએ જણાવ્યું.

"પણ એમાં કુપથ્ય શું થઇ જવાનું છે? કુપથ્યનો ભય રહેતો હોય તો તમે સાથે ચાલો."

"હું આજે આવી શકું તેમ નથી; અને તમે આજે નહિ પણ બે દિવસ પછી ત્યાં જાઓ, તો કશી હરકત નથી."

"પણ મને તો આજે જ દર્શનપિપાસા થઇ આવી છે. હું તેની સાથે બોલીશ નહિ, કશી વાતચીત કરીશ નહિ, પછી શી હરકત છે?"

"હું તમને જવાની રજા આપું પણ તે એક શરતે; તમારે ત્યાં જવું અને સાથે તમારા મિત્ર મધુકરરાયને રાખવા દૂર રહીને અને ગુપ્ત રીતે તેને જોવી–તમે એની નજરે પડો નહિ. એ રીતે; અને તેની નજર તમારા પર પડી એવું તમારા જાણવામાં આવે કે તરત જ તમારે ત્યાંથી પલાયમાન થઇ જવું–કહો, એ સઘળી શરત કબૂલ છે?"

"કબૂલ છે; હેતુ એટલો જ ને કે મારે તેને જોવી પણ તેની નજર મારા પર પડવા દેવી નહિ?"

"હા, એ જ; અને તમારે જવાનું તમારા પેલા ગંધર્વરાજના વેશમાં જ."

"એ વેશની શી જરૂર છે ભાભી? મને તે પહેરતાં શરમ આવે છે! જ્યારે મારે તેની નજરે જ પડવું નથી, તો પછી એ વેશની શી અગત્ય છે?"

"અગત્ય છે. એની દૃષ્ટિ તમારા પર અકસ્માત્ પડી જાય અને તુરત જ તમે અલોપ થઇ જાઓ, તેટલા માટે એ વેશની અગત્ય છે."

" વારૂ, ચાલો, એ વેશ પણ પહેરવા તૈયાર છું; કહો, બીજી કશી શરત કરવાની છે ?"

" ના; હવે મધુકરરાયને અહીં બોલાવો એટલે હું આ સઘળી શરતો તેમને સમજાવું કારણકે કદાચ મુગ્ધતામાં તમે એ શરતોનો ભંગ કરો, તો એ તમને તેમ કરતાં અટકાવી શકે." મનોરમાએ મંદ સ્મિત સાથે જણાવ્યું.

મધુકરને પણ અરૂણ સુરતથી પોતાની સાથે જ લેતો આવ્યો હતો. તે હેમન્તપુરમાં પોતાના એક સગાને ત્યાં રહેતો હતો. પ્રસંગોપાત્ત ભાનુશંકરની મુલાકાત લેવી પડે તેટલા માટે મનોરમાને મધુકરની વિશેષ જરૂર લાગી હતી. બહુધા ઉષાના પ્રકરણમાં તેની અગત્ય એ કામ માટે જ પડતી હતી. રોજ એક બે વાર તે અરૂણને મળવા આવતો હતો અને પોતે જાણેલા કશા નવા સમાચાર તેને જણાવતો હતો. એક ચાકરને મોકલીને મધુકરને બોલાવવામાં આવ્યો અને મનોરમાએ સઘળી શરતો તેને સમજાવી. દરમીઆનમાં અરૂણ પણ પોતાનો નવો વેશ પહેરીને તૈયાર થઇ ચૂક્યો હતો. એક બંધ બારણાંવાળી ગાડી મંગાવીને માંહે બન્ને બેઠા અને ગાડી રાજાજીના મહેલ તરફ ચાલી.

બન્ને જણ બાગમાં જઇ પહોંચ્યા અને બાગની [illegible]ળી કુંજોમાં તથા પગથીઓ પર તેઓ ફર્યા પણ ઉષાનું દર્શન થયું નહિ. ઉષા બાગમાં ફરવા આવતી હતી તે જ વખત બરાબર ધ્યાનમાં રાખીને તેઓ આવ્યા હતા પરન્તુ કોણ જાણે શા કારણથી ઉષા કે સુશીલા બાગમાં ક્યાંય જોવામાં આવી નહિ. ફુવારાની આસપાસનાં પત્થરનાં આસનો પણ આજે તો સૂનાં જ પડેલાં હતાં.

અરૂણ નિરાશ થતો બોલ્યોઃ "મધુકર ! જે સુંદરીના દર્શનની

પિપાસાથી આતુર થઇને હું આજે અહીં આવ્યો, તે તો અહીં ક્યાંય નથી. બાગમાં ફરી ફરીને હું થાકયો. સંધ્યા ચાલી ગઇ અને ચંદ્રોદય પણ થયો; હવે એ કયાં દૃષ્ટિએ પડે ?"

" અરૂણ! મને આ એક પ્રકારની તારી ઘેલછા લાગે છે! ભાભીએ જ્યારે આ કામ માથે ઉપાડયું છે ત્યારે તારૂં લગ્ન અવશ્ય એ સુંદરી સાથે થશે, પછી આટલી અધીરાઇ શામાટે ?"

" ત્યારે તું જરા બંગલામાં જાને ? ભાનુશંકર ત્યાં હશે. તેમને મળવા નિમિત્તે જા અને તે બંગલામાં છે કે કેમ તે જોઇ આવ."

એટલામાં એકાએક મધુકરની નજર બંગલાની ઉંચી ટોચપર પડી. બંગલાની અગાશી ઉપર એક ઉંચા ટાવર જેવું 'વાતાયન' બનાવવામાં આવેલું હતું તે ઉપર બન્ને સખીઓ બેઠેલી તેના જોવામાં આવી! તે બોલ્યો: " હવે અધીર ન થા, અરૂણ! જો તારી પ્રિયતમા પેલા વાતાયનમાં પોતાની સખી સાથે વાર્તાવિનોદ કરી રહી છે!" અરૂણની દૃષ્ટિ તે તરફ ખેંચાઇ.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### ચાંદનીમાં વિહાર.

આકાશમાં સ્વચ્છ ચાંદની ખીલી રહી છે. ઠંડો મધુરો અનિલ વાતાયનમાં બેઠેલી સખીઓના છૂટા કુંતલની લટોને વીખેરતો તેની સાથે રમત કરતો વાઇ રહ્યો છે. સખીઓનો મધુરો વાણીવિનોદ ચાલી રહ્યો છે. કોઇ કોઇ વાર ગીતોનો આલાપ પણ તેમના મુખમાંથી બહાર પડતો શ્રવણગોચર થાય છે. પોતે જાણે મૃત્યુલોકથી ઘણે ઉંચે સ્વર્ગમાં બેઠી હોય, નીચે નરકમાં દુ:ખ પામતા જીવોની તેમને ખબર જ ન હોય તેવી નિશ્ચિંતતાથી તેઓ વાતચાત કરી રહી છે. સુશીલા બોલી: " ઉષા! તારૂં પેલું ગાયન તો ઘણીએ વાર

સાંભળ્યું, તોપણ પુનઃ પુનઃ સાંભળવાનું મન થયાં કરે છે. તને ઈશ્વરે કિન્નરી જેવો મધુર કંઠ આપ્યો છે, અને મારૂં તો બળ્યું ગળું જ ખોખરૂં છે, નહિતો હું તો આખો દિવસ એવાં ગાયનો જ ગાયાં કરત. તારાં રૉમેન્ટિક ગાયનો સાંભળવાથી મનની તૃપ્તિ જ થતી નથી."

ઉષા બોલી: "એમ કહીને તારો વિચાર એ ગાયન મારી પાસે ફરીથી ગવડાવવાનો હોય એમ લાગે છે, પણ—"

"પણ-બણ નહિ ચાલે, એક વાર તો તે તારે ગાવું જ પડશે. હં, ચાલ શરૂ કર! આ શીળી ચાંદની શું એ મધુરૂં ગાયન ગાવાની ઈચ્છા તારા ચિત્તમાં પેદા નથી કરતી?"

"તારો આગ્રહ છે તો ગાઉં છું. પણ બીજી વાર નહિ ગાઉં હોં!" એમ બોલતાં જ ઉષાના કંઠમાંથી ધીમે ધીમે આગળ વધતો આલાપ ચાલુ થયો:

* "શૃંગારો વિધવિધ ધરી, તન ભુષિત કરી, રમા મનહરણી,
"કંઇ ધિમા ધિમા ડગ ભરતિ, ધરતિપર રજની! ટેક.
"ચંદ્રકળા રમણીય વાંકડી, શિર સુંદરપર ધારી,
"જગતજનોને પ્રમુદિત કરતી, પ્રકાશપટ વિસ્તારી,
"વિવિધ રંગના, અમૂલ્ય તારલા, રૂપી હીરલા, તણી માળ પહેરીને,
"જતી રિઝાવવા ઉત્સુક નિજ પ્રિય લહેરીને. શૃંગારો.
"પ્રણય-કલહ, અનુરાગ, અભીનય, માનાદિક મન ધારી,
"સ્વરૂપ નિજ છુપાવતી કદિ, બનિ અભીસારિકા નારી,
"ધન્ય એ ત્રિયા, પ્રેમરત પ્રિયા, સરલ સુહૃદયા, સફળ જન્મ એ સજની,
"કંઈ ધિમા ધિમા ડગ ભરતિ, ધરતિપર રજની! શૃંગારો.

સુશીલા બોલી ઉઠી: "વાહ, વાહ! ઘણું જ સુંદર, અત્યંત મનહર! ગાયનને છેવટે તો તેં હદ કરી, ઉષા!"

"છેવટે એટલે ક્યાં? "સફળ જન્મ એ સજની" ત્યાં આગળ?"

"એ તો ગાયનની 'કલાઇમેક્સ' છે! પણ 'રૉમેન્સ' નો

* લાવણી.

ખરો પ્રારંભ તો 'રજની' અનેક આભૂષણો પહેરીને અભિસારિકાનો વેશ ધરીને, પ્રણયકલહ, અનુરાગ, અભિનય ઇત્યાદિની મનમાં ગોઠવણુ કરી સંકેત સ્થળે પ્રિયજન પાસે જાય છે, તેમાં જ રહેલો છે ! કેવું 'ડ્રૅમેટિક' ગાયન ! ધન્ય છે એ ગાયન ગાનારીને ! વારૂ, ઉષા ! હવે ચાલ આપણે જરા નીચે જઇએ અને બાગમાં ફરીએ."

"નહિ, નહિ ! આ રમણીય સ્વર્ગ છોડીને એ નરકપુરીમાં કોણ જાય ? આ સુંદર ખુલ્લા આકાશમાં તારારૂપી દીપકોની દીપાવલિથી શૃંગારેલા વાતાયનમાં બેસીને હૃદયની વેદના સ્વરલહરિરૂપે વાયુમાં છોડી મૂકવાથી મનને કેવો અનુપમ આનંદ થાય છે અને ચિત્તની શાન્તિ થાય છે, તે તું કેવી રીતે સમજે ? ખરેખર સુશીલા ! તારા જેવી અરસિક સખી કોઇ પણ નાટકની નાયિકાને નહિ મળી હોય; શકુંતલાની સખી પ્રિયંવદા અને અનસૂયાને તો જરા સંભાર ! પોતાનાં રસિક અને મધુર ભાષણોથી તે શકુંતલાની વિરહવ્યથાના દૂર કરવાનો પ્રયત્ન કરતી હતી અને તું તો તારા અરસિકપણાથી મારી વેદનાને હજારોગણી વધારી મૂકે છે !"

સુશીલા બોલી: "આ વાતાયનને તું સ્વર્ગપુરી કહે છે તે તો જાણે ઠીક, પણ મેં બાગમાં ફરવાની વાત કહી અને તું બાગને નરકપુરી શામાટે કહે છે ? બાગનું સુંદર દૃશ્ય તે શું નરકપુરીની ઉપમાને લાયક છે ?"

"અરસિક, તદ્દન અરસિક ! ઘેલી ! એ બાગ મારા પ્રિયતમ ગંધર્વરાજ વિનાનો તો મારે મન નરકપુરી કરતાં પણ વિશેષ છે, તે શું તું નથી સમજતી ?"

"ઠીક, ઠીક, હવે તારૂં 'રૉમેન્સ' સમજાયું !"

"ત્યારે પછી આવા સુંદર સમયે મને તું એ નરકપુરીમાં આવવાનું કહે છે તે શું તારી અરસિકતા નથી ? આજે પણ તેમનું દર્શન થયું નહિ, જોકે તેમને માટે મેં પુષ્પમાળા પણ ગુંથીને તૈયાર રાખી છે ! હવે આ હતાશ પુષ્પમાળાને હું શું કરૂં સખી ?"

" દુર્દૈવે એ પુષ્પમાળાનો હેતુ સિધ્ધ થવા ન દીધો એટલે શું એ માળાને મસળીને ફેંકી દેવી છે? ત્યારે नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा । मुर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि ॥ એવું ભવભૂતિએ પોતાના ઉત્તરરામ ચરિત્ર નાટકમાં કહ્યું છે એ શું નકામું છે? તે માળાને એમ ને એમ રહેવા દે અને તારા બિછાનાની બાજુએ મેલજે એટલે તેના રમ્ય મધુર સુગંધથી તારૂં સંતપ્ત હૃદય કાંઇક શાન્ત થશે. "

ઉષા નિઃશ્વાસ નાંખીને બોલી: "શું? આ ફૂલોના સુવાસથી મારૂં હૃદય શાન્ત થશે એમ તું કહે છે? નહિ, નહિ; એવા બાહ્ય ઉપચારોથી આ હૃદયે હવે કદાપિ શાન્ત થવાનું નથી. શું ભૂલી ગઇ કે શકુંતલા પદ્મપત્ર અને કમળોની શય્યામાં પડી હતી અને તેની સખીઓ તેને શીતળ વાયુ ઢોળતી હતી, શરીરે ચંદનલેપ કરતી હતી છતાં તેનું તપ્ત હૃદય શાંત થતું નહોતું, તો શું આ પુષ્પોના સુવાસથી મારૂં હૃદય શાન્ત થઇ શકે ખરૂં?".

"ન જ થાય એ વાત ખરી."

"હવે એક વાર મારા ચિરવાંછિત હૃદયેશ્વરનું ધ્યાન ધરી લઉં છું. અર્જુને સુભદ્રાનું અને પુંડરીકે મહાશ્વેતાનું માનસિક ધ્યાન ધર્યું હતું, તેમ હું પણ કરૂં છું." એમ બોલીને ઉષાએ આંખો મીંચી દીધી અને અંતરમાં અરૂણની મૂર્તિનું સ્મરણ કરીને પછી આંખો ઉઘાડી તે બોલી: "સુશીલા! મારી માનસપૂજા પૂરી થઇ! પેલી મણીગોરીએ કહેલું નામ પણ કેટલું સુંદર? અરૂણ! ઉષા અને અરૂણ એ નામોમાં જ રહેલો કુદરતી સંબંધ શું એમ નથી સુચવતો કે અમારો પ્રેમ પૂર્વભવનો પણ હોવો જોઇએ? વાહ? શું વિધિની લીલા છે? તેમની મૂર્તિનું સ્મરણ થતાં જ મારાં રોમ ચલિત થાય છે!"

"અને સ્વરૂપમાં પણ ગંધર્વરાજ ખરા કે નહિ? ઉષા! જોડું તો ખરેખરૂં વિધિએ નિર્માણ કરેલું લાગે છે, પણ વારૂ, એની ન્યાત કઇ છે તે તું જાણે છે કે નહિ?"

"ન્યાત? ન્યાતનું વળી શું કામ છે? શું પવિત્ર પ્રેમમાંએ ન્યાત જાત હરકત કરી શકે ખરી? મને તે સંભારી આપીશ નહિ. ન્યાત શબ્દ સાંભળતાં હું કમકમી જાઉં છું! અત્યારે તો એ ગંધર્વ-રાજનું ગાયન મારા ચિત્તમાં રમમાણ થઇ રહ્યું છે, સખી! પ્રણયી જનોને અત્યંત પ્રિય એવી આ વસંત ઋતુ ચાલે છે. આ મધુર વસંતમાં સુંદર કૌમુદીયુક્ત રાત્રિએ ગંધર્વકુમારનું સુમધુર ગાયન અને વાંસળીનો નિનાદ સાંભળવાનું શું મારા નસીબમાં નહિ લખેલું હોય? શું આ મધુર વસન્તકાળ ફોકટ જવાનો?"

"શું કરીએ? તેમાં કાંઇ આપણો ઉપાય છે?"

"વારૂ, સુશીલા! અત્યારે તારા હૃદયની સ્થિતિ કેવી છે?"

"મારી સ્થિતિ? હાય! હાય! તેની તો શી વાત કહું? મારા નાથ તો રસિક છે, પણ કોણ જાણે શાથી તે મને બોલાવી લેતા નથી અને પિયરમાં રહેવાનું મને ગમતું નથી! એ તો સારૂં થયું કે મારે તારી પાસે આવીને રહેવાનું થયું, પરન્તુ જો મારે પિતાજીની પાસે રહે-વાનું હોત તો મારા ભોગ મળી જવાના હતા! જેવા પિતાજી, એવાં જ માતુઃશ્રી? જુની રીત અને જુની ટેવો! નાટક શું તે સમજે જ નહિ! હું સારાં વસ્ત્રો પહેરીને એકાદું પુસ્તક લેઇને બેસું કે તુરત જ માતુશ્રી બૂમ મારે કે, સુશીલા! ભાત ઓસાવવા ચાલ! મારા તો ભોગ બાઇ! ઘરમાં એ શું? નહિ કાંઈ સુંદર ચિત્રો, નહિ ફોટોગ્રાફ કે હાર્મોનીયમ! મને વિચાર થાય છે કે હું તેર વર્ષની થઇ ત્યાંસુધી હું એવા ઘરમાં કેવી રીતે રહી શકી હોઇશ? અત્યારે આ વસંત-કાળમાં ચિત્ત ચપળ બને છે, પરન્તુ મારા ભાગ્યમાં એટલું સારૂં છે કે મારા પિતાજીના ગંદા ઘરમાં દિવસો ગાળવાના નથી!"

"સુશીલા! તું તો ભાગ્યવતી કે તું પરણી છે. શામાટે તું તારા પતિને ઘેર જ રહેતી નથી?"

"હું શું કરૂં? વારંવાર પિતાજી પત્રો લખીને મને બોલાવી લે છે! બે ડઝન પત્રો આવે ત્યારે એકવાર મારા પતિ વિવેકની ખાતર મોકલે છે-જો કે મને તો તે પણ ગમતું નથી! અને પિતા-

જીને ઘેર આવ્યા પછી મારી કમબખ્તી એ થાય છે કે મને પાછી મોકલવાની કોઇ કાળજી રાખતું નથી !"

"ત્યારે શામાટે તું તારી મેળે એકલી ચાલી જતી નથી ?" ઉષાએ પ્રશ્ન કર્યો.

"હેં ! એકલાં જવાય ? ઉષા, ઉષા, જલ્દી નીચે ચાલ ! મને એક વાત સાંભરી આવી." સુશીલા ગભરાટ દર્શાવતી બોલી.

"શી વાત ? તું આમ એકાએક ગભરાય છે શાને ?"

"એક વાત મને સાંભરી આવીઃ હવે હું અહીં નહિ બેસું ! મને બીક લાગે છે."

"આવા વિમળ ચંદ્રપ્રકાશમાં વળી બીક કેવી ?"

"સાંજ પડયા પછી વાતાયનમાં, અગાશીમાં કે ઘરની બહાર સ્ત્રીઓથી એકલાં બેસાય નહિ, તે શું તું નથી જાણતી ? પરમ દિવસે આપણે અહીં બેઠેલાં અને એક છોકરાનું મુડદું નીકળ્યું'તું, રોકકળ થતી હતી, એ શું ભૂલી ગઈ ? ના બાઇ ! મરી ગએલાં તો ભૂત થાય છે ! જલ્દી નીચે ચાલ !"

"ભૂત વળી કેવું ? ઘેલી ! એ તો મનના વ્હેમ છે. ભૂત તે વળી હોય ! બેસ, બેસ, એમ કાંઇ ભૂત ખાઇ જવાનું નથી. મધરાત થશે એટલે આપણે નીચે જઇને સૂઈ જઇશું; હજી તો હમણાં જ રાત્રિ પડી છે ને એટલી વારમાં નીચે જવાનું કેવું ?"

"ત્યારે શું તું નહિ આવે ? હાય, હાય, ત્યારે દાદરપરથી હું એકલી કેવી રીતે ઉતરી શકીશ ? તું આવે તો આપણે હાથમાં હાથ ભેરવીને ઉતરી જઇએ, એટલે ભૂતની બીક નહિ લાગે."

"મારે તો નીચે આવવું નથી.

"ત્યારે તું મને નીચે ઉતારી જા અને પછી તારે પાછા આવવું હોય તો આવજે અને અહીં બેસી રહેજે."

"ના; હું તો આવતી નથી. આવી ઉજળી મધુરી રાત—"

ઉષા આગળ બોલવા જતી હતી એવામાં બાગમાંથી પૂર્વપરિચિત વાંસળીનો મધુર નાદ ઉષાના કાન સાથે અથડાયો! ઉષા ચમકી અને બોલી ઉઠીઃ " એ જ! એ જ! ગંધર્વરાજની–મારા પ્રિયતમની જ એ વાંસળી! ચાલ, સુશીલા! ચાલ! આપણે બાગમાં જઇએ."

ઉષા સત્વર ઉઠી! સુશીલા બોલીઃ " હવે કેમ નીચે આવવા તૈયાર થઇ?" બન્ને ઉતાવળે પગલે નીચે ઉતરી અને બાગમાં દોડી. ફરી ફરીને બાગ જોયો પણ કોઈ ન મળે! અરૂણે મધુકરની દરકાર કર્યા વિના વાંસળી છેડી હતી અને એ વાંસળીએ ઉષાને બાગમાં દોરી હતી, પરન્તુ મનોરમાની આજ્ઞાથી ઉષા અને અરૂણનો મેળાપ થવા દીધા વિના મધુકર અરૂણને બાગની બહાર ઘસડી ગયો હતો! ઉષા પુનઃ નિરાશ થઇ અને મહેલમાં આવીને બિછાનામાં પડી!

---

## પ્રકરણ ૨૪ મું.

### ચિત્રદર્શન.

અનેક સ્વપ્નો, નિદ્રાભંગો અને ભયદર્શનોથી વિહ્વળ બની ગએલી ઉષા પ્રભાતમાં બિછાનામાંથી ઉઠી. આજે તેનું ચિત્ત બહુ ચિંતાતુર જણાતું હતું. સુશીલા સાથે આનંદભેર વાતચીત કરવાનું કે કોઇ ગાયનની મનોરમ તૂક ગાવાનું આજે તેને મન જ થતું નહોતું. ગઇ રાત્રે વાંસળીનો મધુર ટુહુકો સાંભળ્યા પછી પોતાના પ્રિયતમનું દર્શન નહિ કરી શકવાને લીધે તે અત્યંત નિરાશ બની ગઇ હતી અને એ જ નિરાશાને હજી તે વિસરી શકી નહોતી. અનેક યુવકો પોતાનો પ્રેમ મેળવવાને નિષ્ફળ ગયા પછી પોતાનો પ્રેમ જેનામાં આરોપાયો તેનું દર્શન પોતાને જ દુર્લભ થઇ ગયું છે એમ જાણીને તે બહુ નિરાશ બની ગઇ. મણીગૌરી ઉપર તેને ઘણો જ ક્રોધ ચડ્યો. અરૂણનો મેળાપ કરાવી આપવાનું તેણે માથે લીધું હતું અને તે ઘણી વાર વચનો આપી ચૂકી હતી, પરન્તુ એ વચન હજી તેણે પાળ્યું

નહોતું, એથી તે અધીરી પણ બની ગઇ હતી. તેણે નિશ્ચય કર્યો કે આ વખતે મણીગૌરી મળવા આવે ત્યારે તેને ખખડાવીને કહેવું કે "તું વાયદા ઉપર વાયદા કરે છે તે ઠીક નહિ." પણ વળી ઉષાને ભય લાગ્યો કે એમ કરવાથી જો તે ગુસ્સે થશે તો અરૂણને મેળવી શકવાનો પ્રસંગ ઘણો જ દૂર જવા પામશે, માટે એને ચીડવવી તો નહિ! આવા આવા અનેક નિશ્ચયો કરતી અને તોડતી ઉષા બિછાનામાંથી બેઠી થઇ અને અગાશી ઉપર ચાલી. સુશીલા એકલી બાગમાં ફરવા ચાલી ગઇ હતી અને ભાનુશંકર રાજાજીને મળવા ગયા હતા. અગાશીમાં ઊભી ઊભી ઉષા વિચારવા લાગી: "હવે આ ઘેલા બનેલા મનને હું શું કરૂં? ધ્યાનમાં, મનમાં, સ્વપ્નમાં, ઉઠતાં, બેસતાં, આઠે પ્રહર આ અભાગીઆ મનને અરૂણ સિવાય બીજું કશું સૂજતું જ નથી! અરૂણે ઉષાનું મન હરી લીધું, એ તેનો ધર્મ છે; પરન્તુ ઓ ઘેલી ઉષા! તું તે જાદૂને કેમ વશ થઇ ગઇ? અરૂણ! અરૂણ! મને આંટલી બધી સતાવવી ન ઘટે હો! આ અબળાને કેમ છળો છો? 'મારો હસ્ત ગ્રહણ કરો' એમ બોલતાં તો શરમ આવે છે, તોપણ હવે જો તમે એક વાર મળો તો શરમનો ત્યાગ કરીને પણ એવું ખુલ્લું કહી દઉં; પણ ઓ પ્રભુ! તમારો મેળાપ જ ક્યાં થાય છે? મારૂં મન આટલું આતુર થઇ રહ્યું છે અને તમારા મનમાં શું તેવું કશું નહિ થતું હોય? કુદરતનો એવો નિયમ છે કે એકનું મન બીજાના મનનું આકર્ષણ કરે છે, ત્યારે શું તમારૂં મન મારી આ ચિંતાથી આકર્ષાતું નહિ હોય?"

એટલામાં સુશીલાએ નીચેથી બૂમ મારી: "અરે ઉષા! તું અગાશીમાં ગઇ છે કે શું?"

"હા." ઉષાએ ઉત્તર આપ્યો.

"ત્યારે નીચે આવ."

"તું ઉપર આવ, હું તો નીચે આવતી નથી."

"અરે, પણ તારા નામે કોઇની છબી ટપાલમાં આવી છે."

"હેં!" એમ બોલતી ઉષા એકદમ નીચે દોડી આવી અને સુશીલાના હાથમાંનું 'પેકેટ' તેણે ઝૂંટવી લીધું અને તે ઉપરનું પરબીડીઉં ઉતાવળે ફાડી નાંખ્યું. જુએ છે તો પોતાના પ્રિયતમ અરૂણનું જ ચિત્ર!

"અહા! છેવટે તેમણે મારા પર દયા કરી ખરી! કેવું સુંદર વદન! કેવો સુંદર ફટકો છે! ગળામાં પુષ્પમાળા કેવી શોભે છે! ખરેખર, 'વીણાવેલી'માં રાજકુમારના જેવો જ સુંદર વેશ લાગે છે; પણ નાથ! જો જો હોં, વ્હેમમાં પડીને વીણાની પેઠે મારો ત્યાગ ન કરતા!"

"વાહ!" સુશીલા બોલી: "ચિત્ર જોતાંની સાથે જ તું તો નાટક ભજવવા મંડી ગઇ!"

"અરસિક સુશીલા! જરા જો તો ખરી! આ ચિત્રની રમણીયતા તો જો! જોઇને તું પણ ઘેલી બની જઇશ! વારૂ, પણ આ પેકેટ કોણે લાવી આપ્યું?"

"ટપાલવાળાએ જ તો!"

"ત્યારે આ વધાઇના બદલામાં તેને શું આપ્યું?"

"કાંઇ નહિ." સુશીલાએ ઉત્તર આપ્યો.

ઉષા ક્રોધ કરતી બોલી: "મૂર્ખી! એટલું પણ તું નથી જાણતી કે આ નમૂનેદાર ભેટ લાવનાર દૂતને ઉત્તમ શિરપાવ અથવા બક્ષીસ આપવાનો રીવાજ હોય છે! પતિ તરફના દૂતનો તો ઉત્તમ રીતે સત્કાર કરવો ઘટે! લલિતાએ કેવા ઉત્તમ શબ્દોવડે પંથીરામનો સત્કાર કર્યો હતો તે શું તું ભૂલી ગઈ?"

સુશીલા બોલી: "પણ આ પેકેટમાં તારા પ્રિયતમની છબી છે તે કાંઇ હું જાણતી નહોતી, તો પછી હું તેનો સત્કાર કેવી રીતે કરૂં? કાલે ફરીથી ટપાલ વહેંચવા આવે ત્યારે તું તેનો સત્કાર કરજે!"

"ઠીક છે; પણ આજનો અમૂલ્ય વખત તેં જવા દીધો તે તો મૂર્ખતા જ કરી. વારૂ, પણ આ છબીને હવે રાખીશું ક્યાં?" ઉષા બોલી.

"સામેની દિવાલપર."

"નહિ, નહિ, ત્યાં તો નહિ."

"બિછાનાની સામે."

"ત્યાં પણ નહિ. આ છબીને તો હું ઓશીકા નીચે રાખી મેલીશ કે જેથી રાત્રિએ મને તેમનાં જ સ્વપ્ન પણ આવ્યાં કરે! અહો! સખી! આજે મારો હર્ષ માતો નથી!"

"ત્યારે હર્ષમાં એકાદ બે ગાયન સંભળાવ."

ઉષા ગાવા લાગી:

"તલસાવી કાન્તાને અતિશય,
"છેવટ દર્શન દીધું! પ્રિયતમ—
"છેવટ દર્શન દીધું!
"હૃદયમંદિરે મૂર્તિ હતી જે,
"તેનું દર્શન કીધું—નયને—
"તેનું દર્શન કીધું! તલસાવી.
"અધિરાઈમાં નિરાશ થઈ, દીધા બહુએ દોષ,
"તે મનમાં નહિ લાવતા, નાથ! ન ધરશો રોષ!" તલસાવી.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### આદર્શ આર્ય રમણી કેવી હોય ?

આજે અરૂણ અને મધુકર વચ્ચે એક વાદવિવાદનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. હિંદુ સ્ત્રીસંસાર નમૂનેદાર કેવો હોવો જોઇએ અને એક આદર્શ આર્ય રમણી કેવી હોવી જોઇએ એ એ વાદવિવાદનો વિષય છે. એના સંબંધમાં મધુકરના વિચારો અરૂણને બિલકુલ પસંદ આવતા નથી. થોડી વાતચીત ચાલ્યા પછી અરૂણે જણાવ્યું: "મધુકર! તારા સઘળા વિચારો મને તો ભૂલભરેલા લાગે છે."

મધુકર બોલ્યો: "મારા વિચારો જો ભૂલભરેલા ઠરશે તો સૌથી વધારે આનંદિત તો હું પોતે જ થઇશ; પરન્તુ વસ્તુસ્થિતિ એવી છે કે મારો અભિપ્રાય પૂર્ણ રીતે સત્ય છે. શું તું એમ સમજે છે કે હું સ્ત્રીકેળવણીની વિરૂદ્ધમાં છું? સ્ત્રીકેળવણીથી, આપણા જનસમાજનું અને દેશનું અતિશય હિત થએલું આપણી દૃષ્ટિ સમીપ હોવા છતાં તેની વિરૂદ્ધ બોલનારો મનુષ્ય એક પશુ જ લેખાવો જોઇએ. આપણું અર્ધ અંગ અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાય અને પછી આપણે આર્ય સંસારની કે હિંદુસ્તાન દેશની ઉન્નતિની આશા રાખીએ તે ખપુષ્પવત્ છે. કન્યાઓને ઉંચું શિક્ષણ અવશ્ય આપવું જોઇએ અને તે શિક્ષણવડે તેમને કાર્યકુશળ બનાવવી એ આવશ્યક છે, પરન્તુ સ્ત્રીશિક્ષણની દિશા ભૂલભરેલી અથવા તરંગી ન હોવી જોઇએ એટલું જ મારા કથનનું તાત્પર્ય છે. હાલના ઉચ્ચ પ્રકારના સ્ત્રીશિક્ષણની પદ્ધતિમાં એક પ્રકારનો western aristocrat ભાવ જોવામાં આવે છે એ નિઃસંશય છે. હું એટલું કહું છું કે એ ભાવનું સમર્થન કરવું ઇષ્ટ નથી. ઉચ્ચ શિક્ષણથી સ્ત્રીઓનાં મન પૂર્ણતઃ વિકસિત થવાં જોઇએ, તેઓ આપણા સમાજની અને દેશની ખરી ઉન્નતિમાં સહાયભૂત થવી જોઇએ, એ સ્ત્રીકેળવણીનો મુખ્ય હેતુ છે અને એ જ હેતુ તરફ હમેશાં સ્થિર દૃષ્ટિ રાખવી જોઇએ. પતિની સામે ટેબલપર ચાહના પ્યાલા ગોઠવીને ચાહ પીતાં પીતાં નાટકી તરેહના પ્રણયસંભાષણની ઇચ્છા રાખવી, કિંવા હાર્મોનિયમ પર બેસીને "બોલું કયા મેરે પ્યારેકી બતિયાં" એવાં ગાયનો ગાવાં-બજાવવાં અથવા રસોઇઓ નાસી ગયો હોય તો હોટલમાંથી જ પતરાવળી મંગાવીને ભોજન કરવું કિંવા ચાહ-પાંઉપર ગુજરાના કરવા અને પછી બુટ સ્ટોકીંગ ચડાવીને પતિના હાથમાં હાથ નાંખીને બાગમાં કે થીએટરમાં જઇને બેસવું: એવા સુશિક્ષિત સ્ત્રીઓનાં કર્તવ્યો નથી એમ તો તારે કબુલ કરવું પડશે જ. બાઇ! આપણે હિંદુ લોક રહ્યા ગરીબ. આપણી સ્ત્રીઓ જો આવાં કામો પાછળ

વખત ગાળે તો પછી આપણુ ગરીબોનો નિભાવ કેવી રીતે થાય ? હાલના પાશ્ચાત્ય શિક્ષણનો એક મુખ્ય દોષ એ છે કે તેથી Luxury કિંવા વિલાસપ્રિયતાનો વધારો થાય છે, પરંતુ આપણે તો એ દોષને દોષરૂપ માનતા નથી પણ તેને આવશ્યક માનીએ છીએ ! ”

અરૂણ બોલ્યો: “ અંગ્રેજી ભણેલી સઘળી સ્ત્રીઓ ઉપર તું આ આરોપ કેવી રીતે લાગુ પાડે છે તે કાંઈ મારા સમજવામાં આવતું નથી.”

“ તું પોતે જ મારા પર એવો આરોપ મેલે છે. સર્વ સુશિક્ષિત સ્ત્રીઓપર હું એવો આરોપ મેલતો જ નથી. વળી મનોરમા ભાભી જેવી વિદ્યાવિનયસંપન્ન સ્ત્રીનું ઉદાહરણ નજરની સામે હોવા છતાં હું એવું કહું જ શામાટે ? ખુશીથી સ્ત્રીઓને અંગ્રેજી ભણાવો, તેથી કાંઇ અહિત થવાનું જ નથી; પરન્તુ ભણાવતાં એટલું લક્ષમાં રાખો કે હાર્મોનિયમપર ગાયનો બજાવવા માટે કિંવા “ ડ્રોઇંગ રૂમ ” માં “ ગેસ્ટ ” ને “રીસીવ” કરવા માટે જ સ્ત્રીઓને શિક્ષણ આપવાનું નથી ! આપણી સ્ત્રીઓના શિક્ષણમાં ગૃહધર્મ ઉપર વિશેષ ભાર મેલવાની જરૂર છે. સરસ્વતીમંદિરની રચના પાશ્ચાત્ય પદ્ધતિની કરવાની હોય, તોપણ તેનો પાયો તો પૌર્વાત્ય પદ્ધતિનો જ હોવો જોઇએ. સઘળી સ્ત્રીઓપર આ પ્રકારની કેળવણીથી અનિષ્ટ અસર થાય છે એમ હું કહેતો નથી પણ અર્ધ કરતાં વધારેપર તો એવી જ અસર થાય છે. પતિ અકસ્માત્ માંદો પડે ત્યારે કાંઇ એ ‘ ફેશનેબલ’ સુંદરીનું હાર્મોનિયમ, ગાયન, કે ‘ સોફા ’ પર પડીને નોવેલો–નાટકો વાંચવાનું કામ આવવાનું નથી જ. પરન્તુ પાટા બાંધતાં, રાબ કે સીરો બનાવતાં, ઔષધ તૈયાર કરતાં અને પથારી સાફ રાખતાં આવડવું જોઇએ તે આપણે ભૂલી જઇએ છીએ. પતિની પાસે બેસવું કે હાથમાં હાથ નાંખીને ફરવા જવું એ એક Luxury–મોજશોખ છે. કર્તવ્યની ખાતર તેમ કરાતું નથી ! ખુલ્લી હવામાં ફરવા જવાનું જ બ્હાનું હોય તોપણ તેમાંએ મોજશોખ પહેલી પંક્તિએ ઊભો રહે છે. અરૂણ ! હું પુનઃ પુનઃ ભાર દઇને કહું છું કે સઘળી

સુશિક્ષિત સ્ત્રીઓનું આ વર્ણન નથી, પરન્તુ ઘણાખરા Cases ને તો આ વર્ણન બરાબર લાગુ પડે છે; માટે મારા કથનનો અર્થ ખોટી રીતે સમજતો નહિ."

"ત્યારે તો એમ જ કહેને કે આપણા કેટલાક ઉંચા દરજ્જાના લોકોની અંતઃસ્થિતિ ઉપર ઉપરથી જેટલી સુખી દેખાય છે તેટલી વસ્તુતઃ સુખી નથી."

"એ વાત બરાબર છે. બે કે ચાર ઘોડાની ગાડી, મોટાર, સેંકડો રૂપિયાનાં કીંમતી સ્યૂટ્સ, કિંવા શર્ટના પૉલીશ કરેલા ચકચકીત કૉલર-કફ્સ એ સઘળું કાંઈ ખરૂં ગૃહસુખ નથી. હાલના મોટા મોટા લેખાતા માણસો જો પોતાનાં ખરાં આત્મચરિત્રો લખે તો તેમાં તેઓને ગૃહસુખને અભાવે દીર્ઘ નિઃશ્વાસ જ નાંખવો પડે, એમ હું માનું છું."

"ત્યારે આપણા આર્ય સંસારમાં આદર્શ રમણી કેવી હોવી જોઇએ?"

"આપણા દેશનો આદર્શ સંસાર પાશ્ચાત્ય ધ્યેય કરતાં નિરાળો જ હોવો જોઇએ. આપણી આર્ય સ્ત્રીઓનું 'સુમાતૃત્વ' એ જ આદર્શ-ideal હોવું જોઇએ-નાટકી નાયિકા નહિ! She must be a real mother of a son and not a heroine."

"વારુ, પછી?"

"પછી શું? જો મારા પર ગુસ્સે ન થાવ તો કહું કે બહુ દૂર નહિ જતાં તારી ઉષા તરફ જ નજર કર. નાનપણમાં તેની માતા મરણ પામી તેથી તેને શિષ્ટ રીતભાતોનું શિક્ષણ આપનાર કોઈ જ બાઇ માણસ રહ્યું નહિ; એટલે સ્ત્રીનું મુખ્ય ભૂષણ જે ગૃહધર્મજ્ઞાન તે તેને બિલકુલ મળ્યું નહિ; સ્કૂલમાં અને કોલેજમાં અંગ્રેજી નૉવેલો, કાવ્યો, નાટકો વગેરે વાંચવાથી અને તેને નાટકો જોવાની ટેવ પડવાથી તેના sensitive મસ્તિકમાં પોતે કોઈ નાટકની નાયિકા છે એવી દઢ ભાવના ઉત્પન્ન થઈ, તેથી જ, ભાઇશ્રી! આજે આપને

તેને મેળવવા માટે આટલી યાતના ભોગવવી પેડે છે. ઉષા તરફ જો અને મનુ ભાભીની તરફ જો! Look on this picture and on that! અંગ્રેજી શિક્ષણ ઉષાએ થોડું ઘણું મેળવ્યું હશે અને મનુભાભીનુંએ જ્ઞાન ઓછું છે, પરંતુ ઉપયોગી ગૃહશિક્ષણ, શિષ્ટ વિચારો, વિનય ઇત્યાદિના સંબંધમાં તે કેટલાં ઉત્તમ છે તે તો તે દિવસે પેલાં રાજકુંવરી અને તેમના પ્રાઇવેટ સેક્રેટરીએ કરેલી પ્રશંસા ઉપરથી તું જાણતો હોઇશ."

"એ કાંઇ ખોટું નથી. તું કહે છે એ મુદ્દાનો વિચાર કરતાં–"

મધુકર બોલી ઉઠ્યો: "જો unbiassed થઇને તું વિચાર કરીશ તો મારા કથનમાં સમાએલા સત્યની ખાત્રી થશે. મારા મતનો સૌએ સ્વીકાર કરવો એવો કાંઇ મારો આગ્રહ નથી, પરન્તુ મારા કહેલા મુદ્દા ઉપર વિચાર કરવો જરૂરનો તો છે જ. આજસુધી મેં આ વિચાર તને જણાવ્યા નહોતા, પરંતુ તારી ગાંડી પ્રિયતમાના સ્વભાવનો બરાબર અભ્યાસ કર્યો એથી એ વિચારમાં વિશેષ બળ આવ્યું અને આજે મેં તને એ વિચારો જણાવ્યા. શું સ્ત્રીઓ કે શું પુરૂષો જો નવરા બેસી રહે તો તેઓ તરંગી અને ઘેલા બને એ નક્કી સમજવું. પરદેશીઓના ચાલ, રીતો, પોશાક, વેશ વગેરેનું અનુકરણ, તે જ પ્રમાણે પુરૂષોનો fashionable hysteria–મોજશોખ એ સઘળા નાટકીયા પ્રકારો છે; પણ હું વધારે નહિ બોલું કારણકે ગુણદોષની મીમાંસા કરતાં કદાચ હું નિંદામાં ઉતરી પડીશ."

અરૂણના મગજમાં પોતાના વિચારો ઠસ્યા છે એમ જ્યારે મધુકરે જોયું ત્યારે તે બોલતો બંધ થયો. એટલામાં મનોરમા ત્યાં આવી અને બન્નેનું ધ્યાન તેની તરફ ખેંચાયું. આજે કાંઈ નવું તેજ તેના વદનપર ચળકતું જણાતું હતું.

# પ્રકરણ ૨૬ મું.

## વૈરાગીનો વેશ !

"કેમ, ભાભી! આજે કાંઇ આનંદમાં દેખાઓ છો ?"

"દિયરનું લગ્ન થાય તો ભાભીને આનંદ ન થાય શું ? હવે હાથ-વેંતમાં જ એ પ્રસંગ આવી રહ્યો છે, એટલે આનંદ તો થાય જને ?" મનોરમાએ સસ્મિત જણાવ્યું.

"કેમ, આજે કાંઈ નવા ખબર લાવ્યાં છો ?"

"હા, આજે બપોર પછી ચાર વાગતાં આ નાટકનો છેવટનો પ્રવેશ રાજાજીના મહેલના બગીચાની રંગભૂમિ ઉપર જ રજુ થશે એવું મેં ઠરાવ્યું છે. તમે એ નાટકના નાયક છો, એટલે તમારે પૂરેપૂરો વેશ સજીને ત્યાં આવવું પડશે."

"વેશ સજીને આવવું પડશે એટલે પેલો ગંધર્વરાજનો વેશ અને વાંસળી લઇને મારે ત્યાં આવવું એટલું જ ને ?"

"નહિ, આ વખતે તમારે બીજો વેશ પહેરવાનો છે અને તેની તૈયારી પણ આજે ને આજે જ કરવાની છે. ભગવી કફની અને ભગવી ઝોળી સાથે આબેહૂબ વૈરાગી બનીને તમારે રંગભૂમિપર હાજરી આપવાની છે!" મનોરમાએ જણાવ્યું.

અરૂણ આ સાંભળીને ચમકી ઉઠયો અને બોલ્યોઃ "વળી મારે વૈરાગી બનવું પડશે ? ભાભી! ખરેખર, આ તો તમે મારા પર જુલમ કરો છો! આટલો બધો ત્રાસ હું કેવી રીતે વેઠી શકું ?"

"તો ઉષાની પ્રાપ્તિનો વિચાર માંડી વાળો, એટલે તમને બિલકુલ ત્રાસ પડશે નહિ; અને ઉષાને પ્રાપ્ત કરવી જ હોય તો સૂત્રધારની આજ્ઞાને અનુસરીને ચાલો."

"ઠીક છે! 'ગરજ ગળી સાકર થકી' એ કહેવતનો ઉપયોગ તમે કરવા માંડયો છે! ચાલો વૈરાગી બનવાને આપણે કબૂલ છીએ,

હવે ફરીથી ભંગી બનવું પડશે કે નહિ તે પણ અત્યારે જ કહી દેજો."

"નહિ." મનોરમા હસતી બોલી: "આ હવે છેવટનો પ્રવેશ છે, માટે અકળાશો નહિં."

"હવે બીજી કશી સૂચના કરવાની હોય તે મને કહો."

"જુઓ, મારો ઠરાવેલો પ્રોગ્રામ આ પ્રમાણે છે. તમારે એ વેશ ધારણ કરીને બગીચાની એક કુંજમાં બેસવું. હું ઉષાની સાથે ત્યાં ગુપ્ત રીતે આવીશ અને તે વખતે તમારે ચોક્કસ શબ્દો બોલવાના–મનમાં બોલતા હો તેવી રીતે પણ જરા ઉતાવળેથી બોલવાના છે. ત્યારપછીનો ભાગ ભજવવાનું તો હું પોતે માથે ઉઠાવીશ, તમારે કશું કરવાનું નથી."

"એ તો ઠીક, પણ જે પાઠ મારે ત્યાં પઢી જવાનો છે તે ક્યાં છે ?"

મનોરમાએ પોતાની પાસે રાખેલો એક કાગળ અરૂણના હાથમાં મેલ્યો અને કહ્યું: "જુઓ, તમારે ભજવવાનો પાઠ આ કાગળમાં મેં લખીને તૈયાર કર્યો છે. તે તમારે ગોખીને બરાબર યાદ કરી રાખવાનો છે અને બોલો તે વખતે જરા પણ અસ્વાભાવિકતા દેખાવી જોઈએ નહિ; નહિતો સૂત્રધાર એકટરનો પગાર અટકાવી રાખશે!"

"વારૂ, તે પણ ઠીક! હવે બીજી કશી આજ્ઞા છે?" અરૂણે એ કાગળ લેતાં કહ્યું.

"ના. આ ગોઠવણથી તમને ઉષાની પ્રાપ્તિ થશે અને નહિ થાય તોપણ તમને પહેરાવેલો આ વેશ અફળ નહિ જાય, કારણકે એ જ વેશમાં તમે હિમાલય તરફ ચાલ્યા જઈ શકશો! એકવાર તમે કહેતા હતા કે ઉષાની પ્રાપ્તિ જો નહિ થાય, તો હું સંન્યાસી બનીને ચાલ્યો જઈશ, એ તો સાંભરતું હશે! આ અવસર એને માટે અનુકૂળ છે. કાંતો આ વેશ તમને ઉષા મેળવી આપશે અને કાંતો તમને કાયમના સંન્યાસી બનાવી શકશે!"

"ભાભી! તમારી મશ્કરી તો મારા હૃદયના મર્મભાગસુધી કલ્પાંતને જન્મ આપે છે!"

"શું મારી મશ્કરી એટલી બધી માર્મિક છે ?"

"હરિશ્ચંદ્રના શોકરસપ્રધાન નાટકને હાસ્યરસપ્રધાન કરવાનો પ્રયત્ન જેટલો માર્મિક છે તેટલી જ તમારી મશ્કરી મર્મભેદી છે! હવે એ વાત જવા દો અને બીજું જે કહેવું હોય તે કહો."

"બીજું કહેવાનું કશું નથી. તમે ત્યાં વેરાગી બનીને આવજો; ગામની વચ્ચે થઇને જતાં શરમ લાગશે, માટે બંધ ગાડીમાં બેસીને આવજો. હું તમારી પાછળ 'મણીગોરી' બનીને આવીશ. હજી તે બિચારી ઉષા અરૂણને ઓળખતી નથી. માત્ર તેની વાંસળી અને વેશ ઉપર તે મુગ્ધ બની ગઇ છે."

મધુકર બોલ્યો: "અને મારે તો કશો ભાગ ભજવવાનો નથીને?"

"કેમ નહિ ? તમારે તે વખતે ભાનુશંકરની પાસે જઇને તેમને વાતે ચડાવવાનું કાર્ય કરવાનું છે અને કોઇ પણ રીતે તેમને સાંજના છ વાગતાંસુધી બાગમાં આવવા દેવા નહિ."

"એ કામ તો ઘણું સહેલું છે."

અરૂણ બોલ્યો: "અને બીજું કામ એ કરવાનું છે કે મારે માટે કયાંયથી ભગવી કફની, ઝોળી, મૃગચર્મ વગેરે સાધનો મેળવી આપવાં."

મનોરમા બોલી: "હા, વરરાજાને શણગારવાનું કામ તેના મિત્રનું જ હોય છે!"



## પ્રકરણ ૨૭ મું.

### ઉષા અને મણીગોરી.

મનોરમાની ગોઠવણ પ્રમાણે તે દિનના પાછલા પહોરે અરૂણ વેરાગીનો વેશ પહેરીને બગીચામાંની એક કુંજમાં જઇ બેઠો. બીજી બાજુએ મનોરમા પૂર્વપરિચિત મણીગોરી બનીને ઉષાની પાસે ગઇ. તેને જોતાં જ ઉષા બોલી: "બ્હેન! તમારાં તો હમણાં દર્શન પણ

દુર્લભ થઇ પડ્યાં છે. હવે અમે થોડા દિવસમાં સુરત જઇશું અને પછી આપનો મેળાપ નહિ થાય તો મને બહુ નિરાશા થશે."

"નિરાશ થવાની જરૂર નથી. આજકાલ અરૂણ તમને મળવાને અહીં આવશે."

"આજ–કાલ કરતાં તમે ઘણા દિવસ વીતાડી દીધા અને જેમ જેમ દિવસ જાય છે, તેમ તેમ મારી અધીરાઈ વધતી જાય છે."

"બ્હેન! અરૂણની સ્થિતિ બહુ શોચનીય થતી જાય છે. પોતાની પ્રિયતમાએ પોતાનો અસ્વીકાર કર્યાથી એનું શરીર કૃશ થતું જાય છે અને તેની મનોદશા વધારે બગડતી જાય છે. તમારી વિનતિથી મેં તેનો ફોટોગ્રાફ તમને મોકલ્યો હતો ખરો, પરન્તુ તેને આ જગત્‌માં રહેવું ગમતું નથી એમ એણે મને કહ્યું હતું." મણીગૌરીએ જણાવ્યું.

"શું મારો સ્વીકાર કરીને તે મને કૃતાર્થ નહિ કરે ત્યારે?"

"તે હું શી રીતે કહું? તમે તેને વિનતિ કરજો, હું પણ સમજાવીશ. પરન્તુ—"

"કેમ બોલતાં અટકી ગયાં?"

"હું પૂછું છું કે તમારો પ્રેમ અરૂણના મધુર કંઠ ઉપર છે, તેના શરીર ઉપર છે, તેના વેશ ઉપર છે કે શેના ઉપર છે?"

"નહિ બ્હેન! કોઈ એક વસ્તુપર મારો પ્રેમ નથી, પરન્તુ કોણ જાણે શાથાએ તેમનામાં મારૂં મન લોભાઇ રહ્યું છે. તેમનામાં સર્વ ગુણોનો નિવાસ હોય એવું મને લાગે છે."

"પણ કદાચ અરૂણને એમ જ વાજબી લાગે કે તમારા તેના પરના પ્રેમની પરીક્ષા કરવી, તો?"

"ખુશીથી, તમે અને તે ઉભય મારા પ્રેમની પરીક્ષા કરી જુઓ. અરૂણને માટે હું પ્રાણ આપવા પણ તૈયાર છું. રાત્રિ દિવસ હું તેમના મધુર સહવાસમાં રહી શકું અને ઉષાની હૃદયકુંજમાં અરૂણની મનોહર મૂર્તિની સ્થાપના થાય એ જ મારી અભિલાષા—"

મણીગૌરી જરા ગુસ્સો દર્શાવતી બોલીઃ “જુઓ ઉષા બ્હેન! તમારામાં આ એક દોષ છે અને તે અરૂણને ગમવાનો નથી. સીધી અને સરલ રીતે વાતચીત કરવી જોઇએ તેને બદલે નાટકના સંભાષણની પેઠે વારંવાર તમે લહેરમાં આવી જાઓ છો તે ટેવ પસંદ કરવા જેવી નથી અને તેથી જો અરૂણને કંટાળો આવ્યો તો—”

“નહિ નહિ, બ્હેન! અરૂણને જે કાંઇ કંટાળો ઉપજાવનારૂં થઇ પડશે તેવું કશું હું કરીશ નહિ. હું જરા વધારે સાવધતાથી વર્તીશ.”

“નાટકી, આલંકારિક અને કૃત્રિમ બાષા તથા ભાવો ઉપર સરલ હૃદયના અરૂણને મોટી ચીડ છે એમ હું ધારૂં છું અને એ સઘળું તો તમારા રોમે રોમમાં ખીલી ઉઠયું છે; તે સઘળું થોડી સાવધતાથી દૂર થાય તેમ નથી અને જ્યાંસુધી તમારી એ ટેવ દૂર થએલી હું જોઇ શકીશ નહિ ત્યાંસુધી તમારો અને અરૂણનો મેળાપ કરવાનું મારાથી નહિ બને.”

અધીરી ઉષા ગભરાઇ અને બોલી ઉઠીઃ “નહિ, બ્હેન! તમે મારા પર એટલાં બધાં નિષ્ઠુર બનો નહિ! હું તમને વચન આપું છું કે આ ક્ષણથી એ સઘળી કૃત્રિમ ભાષા અને ભાવો ત્યજવાને પ્રયત્ન કરીશ અને અરૂણના મનને અનુકૂળ થઇને રહેવાને સદા સર્વદા તત્પર રહીશ; પરન્તુ મને મારી અભિલાષામાં નિરાશ તો ન જ કરશો.”

મણીગૌરી કશો જવાબ નહિ આપતાં મૌન બનીને બેસી રહી અને ઉષાની અભિલાષાની કસોટી કરવા લાગી. તેના તરફથી કશો ઉત્તર નહિ મળવાથી ઉષા બોલીઃ “કેમ બ્હેન! તમે ઉત્તર આપતાં નથી? શું મારા શબ્દોપર તમને વિશ્વાસ આવતો નથી?”

“શબ્દોપર તો વિશ્વાસ આવે છે, પરન્તુ લાંબા વખતથી તમે જે ટેવને વશ થઇને રહ્યાં છો તે ટેવને તમે કેવી રીતે છોડી શકશો એનો જ મને વિચાર થયાં કરે છે.”

"હું મારા મનોબળથી તે ટેવને છોડીશ અને વળી અરૂણનો સહવાસ મારી તે ટેવ મુકાવવામાં મને મદદગાર બનશે; પરન્તુ કૃપા કરીને તમે અરૂણ—"

"ઠીક, ઠીક, હું સમજી ગઇ. તમારી એટલી આતુરતા છે તો હું તમને નિરાશ નહિ કરૂં. હું ધારૂં છું કે અરૂણનું અને તમારૂં યુગલ બંધાય તેમાં તમારા પિતાની પણ સંમતિ હશે."

"પિતાની સંમતિની હું દરકાર કરતી નથી. સ્નેહલગ્ન કરવાં તેમાં વળી માતાપિતા વચ્ચે આવનાર કોણ? પૂર્વે શું સ્વયંવરો થતા નહિ? દ્રૌપદી સ્વયંવર નાટકમાં—"

"જુઓ, પાછી નાટકની વાત કાઢી કે? અને વળી તમે તમારા પિતાની અવગણના કરશો તો સરલ સ્વભાવનો અરૂણ તમને બિલકુલ કબૂલ રાખનાર નથી. તમે એમ ઉદ્ધત બનશો તો આ ચોકઠું નહિ બેસે, સમજ્યાં?"

"એમ? ત્યારે પિતાજીની સંમતિમાં તો વાંધો જરૂર આવશે, કારણકે ન્યાત જાત—"

મણીગૌરી બોલી ઉઠી: "ન્યાત-જાત તો અરૂણની અને તમારી ઉભયની એક જ છે; પરન્તુ તમારે તો આજસુધી ઉદ્ધતાઇને માટે તમારા પિતાજીની માફી માંગીને આ લગ્નની વાતમાં તેમની સંમતિ મેળવવી પડશે; અને જો તેમ હોય તો જ હું પ્રયત્ન કરૂં, નહિતો જેવી તમારી મરજી."

ઉષાનાં હાજાં નરમ થયાં. તે ધીમે ધીમે બોલી: "અરૂણને પ્રાપ્ત કરવાને માટે હું એમ પણ કરીશ; પરન્તુ એમ કરતાં જતાં પિતાજી સંમતિ નહિ આપે તો?"

"તેમની સંમતિ વિના તો લગ્ન નહિ જ થાય; પણ હું તેમને સમજાવીને સંમતિ અપાવીશ; પરન્તુ તે પહેલાં તમારે પોતાને પિતાજી પાસે ક્ષમા માંગીને તે મેળવવા યત્ન કરવો જોઇશે; તે તો ધ્યાનમાં છે ને?"

" એમ તો હું ઘણી ખુશીથી કરીશ. " ઉષા મણીગૌરીની સૂચનાઓને અનુકૂળ બનતી રહી.

" તો ભલે; પણ હવે સાંજ પડી છે તો ચાલો આપણે જરા બાગમાં ફરીએ. "

ઉષા અને મણીગૌરી ઉઠયાં અને બાગમાં ફરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### પ્રેમનો જોગી !

ઉષા અને મનોરમા ફરતાં ફરતાં એક કુંજની નજીક આવ્યાં અને આસપાસમાં વૃક્ષોની ઘટા હોવાથી ત્યાં આગળ જ બેંચપર બેસી શીતલતાનો અનુભવ કરવા લાગ્યાં. બન્ને વચ્ચે કેટલીક પ્રાસ્તાવિક વાતચીત થવા લાગી એટલામાં કુંજની અંદરથી કોઇનો સ્વર સંભળાવા લાગ્યો. મનોરમાએ ઉષાનું ધ્યાન તે તરફ દોર્યું અને બન્ને મોન રહીને એ શબ્દો ઉત્કંઠ બની સાંભળવા લાગી.

" આ જગતમાં હવે સુખ રહ્યું નહિ ! શાંતિ તો હવે હમેશને માટે ચાલી ગઇ છે ! આ જન્મ હવે કેવળ મરૂભૂમિ પ્રમાણે શૂન્ય બની ગયો છે ! તે સુંદરીએ તો મને એકવાર પણ પોતાનાં દર્શનથી પવિત્ર કર્યો નહિ—અરે મને પોતાની પાસે પણ આવવા દીધો નહિ ! થયું, મારા સુખસ્વપ્નનું છેવટ આવી ગયું ! આ સંસાર મારે મન હવે સ્મશાનતુલ્ય છે ! આ જગતમાં કોઇ કોઇની તરફ નજર પણ કરતું નથી. કોઇને કોઇની દયા પણ આવતી નથી ! કોઇના મનની દારૂણ યાતના તરફ કોઈ લક્ષ પણ આપતું નથી ! સૌનાં—સર્વ મનુષ્ય પ્રાણીઓનાં હૃદયો પાષાણ કરતાં પણ વિશેષ કઠોર બની ગયાં છે ! તો પછી આ સ્મશાન તુલ્ય સંસારમાં રહેવું તે પણ શા અર્થનું ? બસ, હવે તો અઘોર અરણ્યોમાં જઇને વસવું એ જ આ જીવનું એકલું સાર્થક્ય છે. તે અરણ્યોમાં વાઘ-સિંહાદિ હિંસ્ર પશુઓ હશે—

તોપણ શી હરકત છે ? ત્યાં સ્ત્રીરૂપી રાક્ષસી તો નહિ હોયને ? બસ, તો શી ફીકર છે ? પાષાણ હૃદયની સ્ત્રી ત્યાં એક પણ નહિ હોય એટલે મને સંતોષ થશે. વૈરાગી બનીને વનમાં જતા રહેવા માટે આ ભગવો વેશ પહેરીને હું ઘેરથી બહાર નીકળ્યો છું તે હવે ઘેર પાછો તો ફરીશ નહિ જ ! ” થોડી પળો શાંતિમાં ચાલી ગઇ એટલામાં ફરીથી સ્વર આવવા લાગ્યોઃ “સુંદરી ! વનમાં જવાનું ધૈર્ય મારામાં નહિ હોય એમ શું તું માને છે ? એકવાર પ્રેમની સુવર્ણશૃંખલાથી મારી એવી દશા થઇ હતી ખરી, પરન્તુ હવે તો વૈરાગી થવાનું બેવડું ધૈર્ય મારામાં ઉત્પન્ન થયું છે. મારે મન હવે પ્રેમનો અર્થ એ જ કે શૂન્યમાં વિલીન થએલું સુખસ્વપ્ન ! તું તો મારૂં મ્હોં જોવા પણ નથી ઇચ્છતીને? ઠીક છે, તો હું હવે વનમાં જ જઉં છું ! પરન્તુ યાદ રાખજે કે એક નિરપરાધી પ્રાણીના સુખસ્વપ્ન ઉપર પાણી ફેરવવાનું–તેના જીવનનું સત્યાનાશ વાળવાનું પાતક તો તારે શિરે જ રહેશે ! હાય ! ”

આ ઉદ્દગારો શ્રવણ કરીને ઉષા આશ્ચર્ય પામી અને મનોરમાને પૂછવા લાગીઃ “ આવા વિલક્ષણ ઉદ્દગારો કોના છે બ્હેન ? ખરેખર, કોઇ દુઃખી મનુષ્ય જણાય છે ! ”

“ શું તમે તેને ન આળખ્યો ? ”

“ ના, તે કોણ છે ? ” ઉષાએ પૂછ્યું.

“ તે તો અરૂણનો જ સ્વર છે ! ”

“ એમ ? શું આ ભગવાં વસ્ત્રો પહેરીને તે અરણ્યમાં ચાલ્યા જવાને તૈયાર થયા છે ? ”

“ હા, એમ જ જણાય છે. મેં તમને એકવાર કહ્યું નહોતું કે એક તરૂણીપરના પ્રેમમાં તેને નિષ્ફળતા મળવાથી તેનું મન બહુ જ નબળું પડી ગયું છે ? તે જ સ્ત્રીના અનાદરને લીધે હવે તે વનમાં જવાને તૈયાર થયા જણાય છે. તે સ્ત્રી ઉપર અરૂણનો અનહદ પ્રેમ હતો, પરન્તુ તેણે તો અરૂણને મળવાની પણ ના કહી હતી ! એના

અનાદરને લીધે બિચારા અરૂણના મનની આવી દશા થવા પામી છે! હવે તો તેને સંસાર ઉપર કેવળ તિરસ્કાર આવ્યો જણાય છે."

ઉષા બોલી: "અહો, તે સ્ત્રીનું હૃદય કેટલું કઠોર હોવું જોઇએ? ખરેખર, તેને પાષાણુવત્ હૃદયવાળી જ કહેવી જોઇએ."

મનોરમા બોલી: "તમે ખરૂં કહો છો. આ બિચારાની આટલી બધી કરૂણાજનક સ્થિતિ થઇ છે તોપણ તે નિર્દય સ્ત્રીને હજી તેની દયા આવતી નથી!"

"ખરેખર, તેને એક રાક્ષસીનું નામ આપવું જ ઘટે!" ઉષાએ અભિપ્રાય દર્શાવ્યો.

"અરે બ્હેન! તે સ્ત્રીના પિતાએ અને ઇષ્ટ મિત્રોએ તેનું લગ્ન અરૂણની સાથે કરવાને બહુએ મહેનત કરી, પરન્તુ એણે તો કહ્યું કે બસ મારે લગ્ન કરવું જ નથી!"

"અહો! એટલી બધી વાત?"

"હા! હવે આ બિચારો છેવટે નિરાશ થઇને વૈરાગી બની વનમાં જાય છે!"

"શું ખરેખર તે જશે? અને મારે નિરાશ થવું પડશે?" ઉષાએ અધીરાઇથી પૂછ્યું.

"અહો, પણ એ આગળ શું બોલે છે? સાંભળો!"

પુનઃ કુંજમાંથી અરૂણનો સ્વર સંભળાવા લાગ્યો: "પણ વનમાં જવાથીએ મારા વ્યથિત અંતઃકરણને સુખ કેવી રીતે મળશે? મારી હૃદયવલ્લભાના દારૂણ ચિંતનથી ત્યાં પણ મારા હૃદયની યાતના વધવાની જ! અરેરે! આ મારી કેવી દશા? હું શું કરૂં કે જેથી આ હૃદયયાતના દૂર થવા પામે? પરમેશ્વરની કરૂણા થાય છે ત્યારે જ મનુષ્યનાં સર્વ દુઃખોનું નિરસન થાય છે એ વાત ખરી છે, ત્યારે શું મારા જેવા અનાથ બાળક ઉપર પણ પરમેશ્વર નિષ્ઠુર બન્યો છે?"

ઉષાએ મનોરમાને પૂછ્યું: "બ્હેન! આ પ્રસંગ સારો છે. હું

તેમની પાસે જઈને એવી વિનતિ કરૂં કે એ નિષ્ઠુર સ્ત્રીના ચિંતનને ત્યજીને તમારો પ્રેમ મને અર્પણ કરો!"

"નહિ, નહિ. એમ ઉતાવળાં થવાની જરૂર નથી. સાંભળો, તે આગળ શું બોલે છે?" મનોરમાએ ઉષાને ઉત્તર આપ્યો અને પુનઃ બન્ને ઉત્કંઠ બની સાંભળવા લાગી:

"સુંદરી! તારી વિદ્યા પ્રમાણે તારામાં હૃદય નથી! તારા કોમળ કંઠ પ્રમાણે તારામાં દયા નથી! તારા બાહ્ય સ્વરૂપ પ્રમાણે તારૂં અંતઃકરણ ઉજ્જવળ નથી! કેટલી ઉત્સુકતા સાથે હું તને મળવા આવ્યો હતો? તારા મધુર કંઠના ગાયને મને કેવો સ્તબ્ધ અને સ્થિર બનાવી મેલ્યો હતો? પણ મારી તે ઉત્સુકતાની તેં દરકાર જ ન કરી! વીઝીટીંગ કાર્ડ વિના મને મળવાની જ તેં ના કહી! તારૂં મુખ પણ બતાવ્યા વિના ચાકરડી પાસે જ જવાબ અપાવીને તેં મને પરભાર્યો પાછો કાઢ્યો! અહો! તારી આટલી નિષ્ઠુરતા છતાં આ મૂર્ખ હૃદય હજી તારૂં જ ચિંતન કર્યા કરે છે! ઓ અભાગી ચિત્ત ચકોર! હવે તું શાન્ત થા અને એનું ચિતન મૂકી દે!"

ઉષા આશ્ચર્યથી સ્તબ્ધ બની ગઇ અને મનોરમાને પૂછવા લાગી: "હેં બ્હેન! આ કોની વાત બોલે છે?"

"પોતાની પ્રિયતમાની જ તો! જેના તરફથી એને નિરાશા પ્રાપ્ત થઇ છે એની જ!"

ઉષાનું આશ્ચર્ય હજી શમ્યું નહિ. તેનું અંતર્ ધડકવા લાગ્યું અને તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "એ સ્ત્રીનું નામ શું વારૂ?"

"તે તો હું નથી જાણતી, પરન્તુ અરૂણે મને એકવાર કહ્યું હતું કે તે બાળાના પિતાનું નામ ભાનુશંકર છે અને તે પણ સુરતના જ વતની છે!" મનોરમાએ મુખની એકસરખી ગંભીરતા સાચવીને કહ્યું.

ઉષા તો આ ઉત્તર સાંભળીને સ્તબ્ધ બની ગઈ! મનોરમા આડી નજર રાખ્યા. છતાં તેના વદનપરના વિકારને પરખી કાઢવા

લાગી. થોડી વારસુધી ઉષા મૌન જ રહી અને પછી બોલી: "બ્હે-ન! હું બહુ આશ્ચર્ય પામું છું. તમે કહો છો તે ભાનુશંકર તો મારા પિતા છે અને અરૂણના ઉદ્દગાર પ્રમાણે વીઝીટીંગ કાર્ડ વિના મેં જ તેમની મુલાકાત લેવાની ના કહી હતી! શું ત્યારે અરૂણનો મારા પર પણ એકસરખો પ્રેમ છે?"

"ઉષા બ્હેન! આ તમે શું કહો છો?" મણીગૌરી, એ આશ્ચર્યયુક્ત વચન બોલી પણ રહી નહોતી, તે પહેલાં અરૂણ કુંજ-માંથી નીકળીને પોતાને માર્ગે પડ્યો હતો. તે નજરે આવતાં જ મણી-ગૌરી અને ઉષા એકદમ ઉઠ્યાં અને તેની પાછળ ઉતાવળે દોડ્યાં તથા તેનો માર્ગ રોકીને ઊભાં. મણીગૌરી બોલી: "થોભો! અરૂણ-રાય! આ વેશ પહેરીને હવે ક્યાં જાઓ છો?"

"વનમાં–અરણ્યમાં. આ નિરાશ જીવનને માટે હવે એક જ એ માર્ગ રહ્યો છે."

"પણ તમને તમારી પ્રિયતમા મળે તો?"

"બ્હેન! તમે મારી હાંસિ કરો છો? જેણે મારૂં મ્હોં પણ જોયા વિના મારો તિરસ્કાર કર્યો હતો તે મને મળે એ કેવળ અસંભવિત વાત!"

ઉષાથી હવે ધૈર્ય ધારી શકાયું નહિ. તે અરૂણના પગમાં પડી અને બોલી: "અરૂણરાય! મને ક્ષમા કરો! જેની પાછળ તમે ભગવાં પહેર્યાં છે, તે જ હું ઉષા તમારા ઉપર ક્યારનીએ મોહમુગ્ધ બની છું! તમારા આવા પ્રેમનો તિરસ્કાર મેં મારા ભ્રમિતપણામાં કર્યો, તે માટે હવે મને પશ્ચાત્તાપ થાય છે! હવે તમે મારો સ્વીકાર કરીને મને કૃતાર્થ કરો."

અરૂણ કશું નહિ બોલતાં આશ્ચર્ય દર્શાવતો ઊભો રહ્યો. આગળ કેવાં પ્રકારનો પાઠ ભજવવો તે તો મણીગૌરીએ પોતે જ માથે લીધું હતું, એટલે તે બોલી: "ઉષા! અરૂણે ઉષાનો સ્વીકાર તો ક્યારનોએ કર્યો છે. હવે તું નિશ્ચિત થા."

" પણ આ વાતથી મને અત્યારસુધી અજાણી કેમ રાખી બ્હેન ? " ઉષાએ ભૂમિ તરફ દૃષ્ટિ રાખીને પગના નખવડે જમીન ખોતરતાં ખોતરતાં શરમાઇને પૂછ્યું.

" એ વાતથી તમને અજાણ્યાં રાખવાની જ ખાસ જરૂર હતી. કૉલેજમાં બે ચાર કાવ્યો વાંચીને અને થીએટરોમાં નાટકો જોઇને તમો નાટકનાં નાયિકા બની બેઠાં હતાં, એટલે તમારૂં માથું એટલું બધું ફરી ગયું હતું કે નાટકની નાયિકાનું મન નાટકના નાયક વિના લગ્ન નહિ કરી શકાય એવું મેં ધાર્યું હતું અને તેથી અરૂણરાયને ગંધર્વરાજના પોશાકમાં વાંસળીના મધુર નાદ સાથે તમારી દૃષ્ટિએ ઇચ્છાપૂર્વક મેં પાડ્યા હતા. મેં જોયું કે તમે તેમના કંઠથી, પોશાકથી, વાંસળીથી અને આ બાગના નાટકીય દૃશ્યથી આકર્ષાયાં છો, ત્યારે ઇચ્છાપૂર્વક અરૂણને તમારાથી દૂર રાખીને તમારા મનની સ્થિતિ તથા આતુરતા જાણી લેવાનો મેં પ્રયત્ન કર્યો હતો. પછી ધીમે ધીમે તમારૂં નાયિકાપણું વિસરી જવાની તમારી કબૂલાત લીધા પછી મેં આ પ્રમાણે તમારો યોગ મેળવી આપ્યો છે. ભાનુશંકર કાકા તો આ જોડું જોડાય તે માટે ક્યારનાએ ઉત્સુક બની રહ્યા છે."

" હાય, હાય, શું હું એટલી બધી ગાંડી બની ગઇ હતી શું ? મને ક્ષમા કરો ! "

" ક્ષમા કરવાનું કશું મારા હાથમાં નથી; લગ્ન થયા પછી અરૂણરાય ક્ષમા કરશે. કહો ઉષા બ્હેન ! તમારે માટે વૈરાગી બનેલા આ અરૂણરાય—"

" બળ્યું બ્હેન ! મને શરમાવતાં શું હશો ? તમારી અને પિતાજીની દૃષ્ટિમાં જેમ આવે તેમ કરો; મારાથી તો હવે અહીં ઊભાં નથી રહેવાતું ! " એમ કહી ઉષાએ ચાલવા માંડ્યું.

મનોરમાએ તેને જતી અટકાવીને કહ્યું: " રહો, એમ જતાં નહિ રહેવાય ! હવે તો તમે મારા દિયરનાં પત્ની બન્યાં છો, એટલે મારા તરફની આ ભેટ—"

"હેં! ત્યારે તમે કોણ છો?"

"અરૂણરાય મારા દિયર છે; મારૂં નામ મનોરમા છે! તમારા ચસ્કી ગએલા મગજને ઠેકાણે લાવવાને આ બધા વેશો અત્યારે કરવા પડ્યા છે, પણ તમારે મન કાંઇ તેની કશી કીંમત છે?"

"હાય, હાય! બ્હેન! હું શું આટલી બધી ગાંડી બની ગઇ હતી! ભાભીજી—અરે, અત્યારથી એ બધું શાને? હજી તો વાર છે!"

મનોરમાએ અરૂણને કહ્યું: "અરૂણરાય! હવે વેરાગી બનીને કાશી તરફ ચાલ્યા જવાનો વિચાર માંડી વાળો અને બીજો વેશ પહેરી ભાનુશંકર પાસે ચાલો."

મનોરમા વિચારમુગ્ધ ઉષાનો હસ્ત પકડીને ભાનુશંકર પાસે મહેલની અંદર ચાલી.

## પ્રકરણ ૨૯ મું.

### શોકના સમાચાર.

મનોરમા ઉષાને તેડીને ભાનુશંકર પાસે ગઇ તે વખતે મધુકર ભાનુશંકરને અવનવી વાતોના હીંચકા ખવડાવતો હતો. ભાનુશંકરને પણ મધુકરની મધ જેવી મીઠી જીભથી બહુ આનંદ થતો હતો. મનોરમાએ ઉષાને ઠેકાણે લાવવાને કાંઈ વિલક્ષણ યોજના કરી છે એવું ભાનુશંકરની જાણ બહાર તો નહોતું, તોપણ કેવી યોજના ઘડી છે અને તેનો અમલ કેવી રીતે થાય છે તે માહિતી કાંઇ એ વૃદ્ધ વડીલને આપવામાં આવી નહોતી અને વાજબી પણ એ જ હતું. ઉષા જો ભાનમાં આવતી હોય તો હરકોઇ અગવડ વેઠવાને ભાનુશંકર ડોસા તૈયાર જ હતા. ઘણા દિવસથી હેમન્તપુરમાં તે રહ્યા હતા અને હવે તો જવું જ જોઇએ એમ તેમને લાગતું હતું, પરન્તુ ઉષાને ઠેકાણે લાવવાની યોજનાનો અમલ પૂરેપૂરો નહિ થયો હોવાને લીધે મન મારીને પણ તે હજી હેમન્તપુરમાં ટકી રહ્યા હતા. મનોરમાનું

સસ્મિત વદન અને ઉષાનું લજ્જાવનત વદન જોતાં જ ભાનુશંકરે અનુમાન કર્યું કે યોજનાને સફળતા મળી લાગે છે! સ્વાભાવિક રીતે જ તેમના અંતરમાં સ્નેહનો ઉમળકો આવ્યો અને તેમણે કહ્યું: "આવ, ઉષા! મારી ગુણલક્ષ્મી! આ મનોરમા—"

મનોરમા વચમાં બોલી ઉઠી: "હા વડીલશ્રી! હું મનોરમા જ છું અને ઉષા બ્હેનને મેં મારી ઓળખાણ પાડી છે; અત્યારે તો ઉષા બ્હેન આપની પાસે ઇષ્ટ આશીર્વાદ લેવા જ આવ્યાં છે."

"હેં! એ ખરી વાત? અરૂણરાયની યોગ્યતા હવે તેના સમજવામાં આવી ને? વાહ! શી ઇશ્વરની લીલા છે!" ડોસા હર્ષમાં આવી જતા બોલ્યા.

મનોરમા બોલી: "વડીલશ્રી! ઉષા બ્હેન બોલતાં શરમાય છે અને અત્યારસુધી તેમના ચિત્તમાં જે ભ્રમણા હતી તે હવે દૂર થઈ છે. પોતાના પૂર્વ વર્તનને માટે હવે તેમને પશ્ચાત્તાપ થાય છે!"

"ધન્ય! ધન્ય! બેટા ઉષા! અરૂણરાય જેવો પતિ તને બીજે ક્યાંય મળવાનો નથી! હું વૃદ્ધના એ બોલ તું સાંભળી લે અને જો નહિ સાંભળે તો હવે હું સંસારમાં રહેવાનો નથી! સંન્યાસી બનીને કાશી તરફ જતો રહીશ!"

ઉષાના મુખમાં હવે વાચા સ્ફુરી. તે બોલી: "પિતાજી! આજથી હું હવે આપની આજ્ઞામાં જ છું; મારા પર દયા કરીને હવે પૂર્વના પ્રસંગો વિસરી જશો."

"વાહ! દિકરી! પૂર્વની વાતો હવે આ જ ક્ષણે હું વિસરી જઉં છું. આહ! તારૂં ભ્રમિષ્ઠ ચિત્ત ઠેકાણે આવેલું જોઇને મને અત્યારે કેવો આનંદ થાય છે?"

પરન્તુ આ આનંદ એક ક્ષણમાં એકાએક દૂર થઇ ગયો અને સૌના વદનપર શોકનો પડદો પથરાઇ ગયો. અરૂણ એકાએક ત્યાં દોડતો આવ્યો અને ખબર આપ્યા કે "સુરતથી તાર આવ્યો છે અને મોટા ભાઇ એકાએક માંદા થઇ ગયા છે."

મનોરમા આ સાંભળીને આભી બની. એકાએક શાથી માંદગી થઇ આવી હશે તે તે સમજી શકી નહિ. તેણે ફરી ફરીને અરૂણને પૂછયું પણ તારમાં માંદગીની વાત વિના બીજું કશું જણાવ્યું નહિ હોવાથી અરૂણ કશો ખુલાસો આપી શકયો નથી. સુરત જવાને ઉપડતી ટ્રેનને માત્ર એક કલાક રહ્યો હતો એટલે મનોરમા અને અરૂણ ઉતાવળે ઘેર આવ્યા. જમવાનો વખત થયો હતો પરન્તુ બન્નેનાં ચિત્ત એટલાં ઉંચાં થઇ ગયાં હતાં કે જમ્યા વિના જ કપડાં પહેરીને બન્ને સ્ટેશન ભણી દોડ્યાં. ગાડી આવવાને પંદરેક મિનિટની વાર હતી પરન્તુ એ પંદર મિનિટ મનોરમાને પંદર વર્ષ જેટલી લાંબી માલૂમ પડી. એટલામાં મધુકર, ભાનુશંકર, ઉષા અને સુશીલા પણ દોડતાં આવી પહોંચ્યાં. માધવલાલની તબીયતની ચિંતા તેઓ સર્વના ચિત્તમાં પણ પેઠી હતી અને હેમન્તપુરમાં તેમને બહુ દિવસ થયા હતા એટલે તેઓ સઘળાં પણ આ વખતે જ સુરત જવાને તે નીકળ્યાં. સઘળાં સાથે જ સુરત ભણી રવાના થયાં.

## પ્રકરણ ૩૦ મું.

### માધવલાલની માંદગી.

મનોરમા અને અરૂણે ઘેર આવીને જોયું તો તેમને માધવલાલની સ્થિતિ બહુ જ વિલક્ષણ નજરે આવી. તેના હાથ પગને પલંગની સાથે મજબૂત દોરડાંવડે બાંધી લેવામાં આવ્યા હતા અને માધવલાલ તેમાંથી છૂટવાને હાથ પગ અફાળવાનો વ્યર્થ પ્રયત્ન કર્યા કરતો હતો! આસપાસ તેનાં સગાં, પડોશીઓ, બે ડાકતરો અને નોકર ચાકર બેઠા હતા. મનોરમા તો આ જોઇને દિગ્મૂઢ બની ગઇ. તે સ્વામીના પલંગની પાસે જઇને બોલી: "તમને શું થાય છે?"

"મને તો કાંઇ નથી! આ બધા લુચ્ચા લોકોએ મને બાંધ્યો છે!" માધવ હાંફતો હાંફતો અને આંખો ફાડતો બોલ્યો: "મને

છોડો, મને છૂટો કરો, ચાલો છોડો છો કે નહિ? મારી રિવૉલ્વર ક્યાં છે?"

મનોરમાને તુરત જણાઇ આવ્યું કે સ્વામીનું ચિત્ત કોઇ કારણને લીધે ભ્રમિત થઇ ગયું છે. તે બોલી: "હું તમને છોડું છું પણ–"

એટલામાં ડાકતર વચ્ચે બોલી ઉઠ્યો: "નહિ, જોજો હમણાં એમને છોડતાં! આઠ કલાકથી એમની સ્થિતિ આવી ને આવી જ છે! જો છોડશો તો કદાચ કાંઇ નુકસાન કરી બેસશે."

માધવ એકદમ મોટી બૂમ મારતો બોલ્યો: "બસ, મને છૂટો કરો! મારી રીવૉલ્વર લાવો! નિમકહરામ, પાજી, એ એના મનમાં શું સમજે છે?"

મનોરમા મૌન બનીને ઊભી રહી. ચાકરે તેની પાસે આવીને કાનમાં કહ્યું: "આજે બપોરે દારૂ પીને કોઇની સાથે મારામારી કરતા હતા ત્યાંથી તેમને પકડી લાવ્યા છીએ! હજી એની એ જ સ્થિતિ છે. બીજું કશું વાંધા જેવું નથી. બહુ મહેનત કરી પણ દવા પીતા નથી અને માથે બરફ પણ મેલવા દેતા નથી. જાણે ગાંડા થઇ ગયા હોય એવું કાંઇ કાંઇ બકે છે અને જરાએ શાન્ત થતા નથી."

મનોરમા વસ્તુસ્થિતિ સમજી ગઇ. બહુ દારૂ પીવાથી અને મારામારીમાં ક્રોધનો અગ્નિ બહુ વધી ગયો હોવાથી સ્વામીના મનની આવી હાલત થઇ છે એવું તુરત તે સમજી ગઇ. અરૂણને પાસે બોલાવીને મનોરમાએ ધીમેથી કહ્યું: "ડાકતર વિના બીજાં બધાંને તમે બહારના દીવાનખાનામાં જઇને બેસવાનું કહો." અરૂણે તેમ કર્યું. સૌ બહાર જઇને બેઠાં. કેટલીક વૃદ્ધ ડોસીઓ મનમાં કાંઇક બરબડી પણ ખરી.

મનોરમા પલંગ ઉપર એક બાજુએ બેસીને બોલી: "તમે આટલા બધા આકળા કેમ થાઓ છો? જરા શાંત થાઓ અને ઉંઘ લ્યો."

"બસ, મને છૂટો કર! આ દોરડાં કાપી નાંખ! આ ડાકતરોને

હાંકી કાઢ! મને રીવૉલ્વર આપ, એટલે હું એ લુચ્ચાને પાર કરી દઉં! મારા ઉપર એણે હાથ ઉપાડયો? શું સમજે છે એ એના મનમાં? બસ, મને છૂટો કર!"

"હા, હું દોરડાં છોડું છું; પણ તમને તાવ ચડયો છે તો જરા દવા પીઓ અને માથે બરફ મેલવા દો, એટલે પછી હું તમને છૂટા કરૂં."

"દવા નહિ પીઉં તો મને નહિ છોડે?"

"ડાકતર સાહેબ ના કહે છે, જુઓને! તાવને લીધે તમે બહુ આકળા બની ગયા છો, માટે જરા દવા તો પીવી જ જોઇએ તો?"

"લાવ દવા, પણ મને છૂટો કર." એમ કહેતાં માધવે મ્હોં ફાડયું અને મનોરમાએ ધીમે ધીમે દવા રેડી દીધી. તે ઉપર બરફનું ઠંડું પાણી પાયું. ધીમે ધીમે સમજાવીને માથાપર બરફની કોથળી રાખી.

"પણ આ દોરડાં તું કેમ કાપતી નથી?" માધવ આકળો થઇને બોલ્યો.

"જુઓને, છોડું છું." એમ કહીને મનોરમાએ બંધ છોડવા માંડ્યા. ધીમે ધીમે બંધ છોડ્યા. દરમીઆન માથાપર બરફ મુકયા કર્યો. તેનું મગજ કાંઇક શાંત થયું, પણ જ્યાં તે છૂટો થયો કે તુરત જ બિછાનામાં બેઠો થયો અને બોલ્યોઃ "હવે લાવ મારી રીવૉલ્વર! મારે બહાર જવું છે."

"તમને અત્યારે તાવ છે અને હું બહાર નહિ જવા દઉં; તમે જરા સૂઇ જાઓ, ઉંઘ લ્યો; એટલામાં હું તમારી રીવૉલ્વર બહાર કાઢીને તૈયાર કરી રાખું છું." મનોરમાએ સ્વામીની પીઠપર હાથ ફેરવતાં કહ્યું. દવાની અસરથી અને બરફની ઠંડકથી તેનું મગજ કાંઇક શાન્ત થવા માંડયું હતું. અરૂણ બોલ્યોઃ "મોટા ભાઇ! જરા ઉંઘ લ્યો, દરમીઆન રીવૉલ્વર તૈયાર થશે; એમ ઉતાવળા શાને થાઓ છો?" એમ કહી અરૂણ અને મનોરમાએ માધવલાલને પાછો બિછાનામાં સુવાડી

દીધો અને માથાપર બરફની કોથળી મેલી. મનોરમાના હસ્તસ્પર્શે પણ તેના ચિત્તને શાન્તિલાભ કરવામાં મદદ કરી. થોડી વારમાં માધવલાલ ઉંઘી ગયો અને ડાકતરો નિશ્ચિત થયા. તેઓ જતા રહ્યા અને અરૂણ તથા મનોરમા પલંગની બાજુએ બેસી રહ્યાં.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### ભાનમાં અને સાનમાં.

થોડી વારમાં મધુકર પોતાનો સામાન ઘેર મૂકીને માધવલાલની તબીયત જોવાને ત્યાં આવી પહોંચ્યો. આવતાં વાંત જ તેણે અરૂણને પ્રશ્ન કર્યો: " કેમ, મોટા ભાઇની તબીયત કેવી છે ? તેમને શું થયું છે ? "

અરૂણે ઉત્તર આપ્યો: " તબીયત સારી છે. કોઇ ઉપરના અત્યંત ક્રોધને લીધે તેમનું ચિત્ત ભ્રમિત થઇ ગયું હતું પરન્તુ અત્યારે જરા ઠીક છે. તેમને ઉંઘ આવી ગઇ છે અને દવા પીધી છે. ડાકતરે કહ્યું છે કે ચિત્તને જરા શાન્તિ મળશે એટલે આરામ આવી જશે. "

" બીજું તો કશું ભય જેવું નથી ને ? "

" ના. તેમની કુટેવ તો તું જાણે છે. હદથી વધારે દારૂ પીવાએલો અને કોઇની સાથે મારામારી કરેલી એટલે માથું ભમી ગયું હતું. રીવોલ્વર, રીવોલ્વર, કરતા તે ગાંડા જેવા જ બની ગયા હતા, પરન્તુ મનુ ભાભીના હસ્તના જાદૂઇ સ્પર્શે તેમને નિદ્રામાં પાડી દીધા. "

" વાહ ! પણ જાગતાં જ પાછા 'રીવોલ્વર' માંગશે તો ? "

" ના, તેમ નહિ કરે. ભાભી અહીં છે એટલે હવે તે બદલ કશો ભય રાખવાનો નથી. મધરાતે ડાકતર એકવાર આવી જશે અને તબીયત જોઈ જશે; તું હજી જમ્યો નહિ હોય માટે જા; કશી ચિંતા કરવા જેવું નથી. "

મધુકર ગયો. મનોરમા અને અરૂણે આખી રાત જાગરણ

કર્યું અને માધવલાલની તબીયતની તપાસ રાખ્યા કરી. માર્ગમાં મધુકરના મગજમાં વિચારમાળા ચાલતી જ રહી: “ અહો ! કેવું વિષમ સ્વભાવનું જોડું છે ? મનોરમા બિચારી કેવી સુશીલ, સદ્‌ગુણી અને નમ્ર છે, ત્યારે માધવલાલ દારૂડીયો, જુગારી અને કુસંગી! ખરેખર, સોનાની થાળીમાં લોહની મેખ વાગવા જેવો અનુચિત બનાવ બનવા પામે ત્યારે તેમાં વિધિને જ બળવત્તર માનવો જોઇએ. એક જ વૃક્ષનાં બે ફળ. એક કડવું અને બીજું મીઠું ! ક્યાં અરૂણ અને કયાં માધવલાલ ! છતાં મનોરમા ! તને ધન્ય છે ! તારા ધૈર્યને હજારો ધન્ય છે ! આ પ્રસંગથી પણ શું માધવલાલ ઠેકાણે નહિ આવે ? જે જાદૂઇ અસર મનોરમાના હસ્તસ્પર્શથી થઇ તે શું હવે કાયમ નહિ રહે ? ”

* * * *

બીજા દિવસનું પ્રભાત થયું. મોડી રાતસુધી માધવલાલ જાગ્યો નહિ હોવાથી અને તે નિરૂપદ્રવી લાંબી નિદ્રા લેતો હોવાથી અરૂણની ચિંતા દૂર થઇ હતી. મનોરમાના આગ્રહથી તેણે જાગરણ કરવાનું છોડી દીધું હતું અને પોતાના ઓરડામાં જઇને સૂતો હતો. મનોરમા પણ પરોઢ થતાંસુધી જાગી હતી અને સ્વામીને સુખે નિદ્રા લેતા જોઇને પલંગની નીચે શેતરંજીપર સૂઈ રહી હતી. સ્હવાર થતાં માધવલાલ જાગ્યો અને મનોરમાને નીચે સૂતેલી-ઘસઘસાટ ઉંઘ લેતી જોઇ. ગઇ કાલનો પ્રસંગ તુરત જ તેને સાંભરી આવ્યો. દારૂનો કેફ ઉતરી જવાથી, નિદ્રાને લીધે ચિત્ત શાન્ત થવાથી અને ક્રોધાગ્નિ શમી ગયો હોવાથી હવે તેને પોતાના ગઇ કાલના વર્તન સંબંધી વિચાર થવા લાગ્યો: “ હાય ! હાય ! હું કેટલો બધો ફજેત થયો ? સગાંઓ, મિત્રો, ઓળખાણવાળાઓ, ડાક્તરો અને આખા સુરતે મારી કુટેવ જાણી ! મારૂં છાનું પાપ હવે ખુલ્લું પડી ગયું. મનોરમાની પાસે હું મને પરમ પવિત્ર જણાવતો હતો અને ઉલટો તેને દબાવતો હતો, પણ હવે મારી કુટેવ તેની સમક્ષ પણ ખુલ્લી

પડી ગઇ ! હવે હું શું ઉંચું મ્હોં લેઇને તેની સાથે બોલીશ ? મારી ઘેલછાની ખબર જાણતાં જ એ બિચારી લોહી નાંખતી અહીં આવી અને રાતનો ઉજાગરો કર્યો હશે એટલે અત્યારે ઉંઘે છે ! હું કેવો મૂર્ખ છું કે આ દેવીને અન્યાય આપીને–તેને દુભવીને સ્વેચ્છાચારી–સ્વચ્છંદી બનું છું ? ” એમ વિચારતાં તેને દીન સ્વભાવની મનોરમા ઉપર બહુ દયા આવી. તે બિછાનામાંથી ઉતર્યો. શરીરના સાંધે સાંધા કળતા હતા પરન્તુ મનોદુઃખ આગળ એ શારીર દુઃખની તેણે કશી ગણના કરી નહિ. ચત્તીપાટ સૂતેલી મનોરમાના મુખચંદ્ર ભણી તે એકીદૃષ્ટે તાકી રહ્યો અને તે દીન–સુશીલ–સતીની નિર્દોષતાએ માધવલાલના અંતરમાં નૈસર્ગિક પ્રેમઝરણને ઉત્પન્ન કર્યું. તે મનોરમાની પાસે નીચે શેતરંજી ઉપર બેસી ગયો અને મનોરમાના મસ્તકપર હાથ મૂકી તેના અધરોષ્ઠપર ચુંબન લીધું. આકસ્મિક સ્પર્શથી મનોરમા બ્હેબાકળી જાગી ઉઠી અને બેઠી થઈ ગઇ. માધવલાલે તેને ભુજબંધે ઘેરીને તેના તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોતાં કહ્યું: “ મનોરમા ! મનોરમા ! કહે ! આ અધમ જનને તું ક્ષમા કરીશ ? ”

મનોરમા ચમકી ઉઠી. પોતે સ્વામીના ભુજબંધમાં છે એ તો તેના ધ્યાનમાં જ હતું. પરન્તુ તે શામાટે આવું બોલે છે, તે તુરતમાં તેનાથી સમજાયું નહિ. તે સ્તબ્ધ બની ગઇ અને નિદ્રાભંગથી અર્ધ ઉઘડતી આંખે સ્વામીના વદન સામે આશ્ચર્યથી જોઇ રહી. માધવલાલ પુનઃ બોલ્યો: “મનોરમા ! એમાં તું સ્તબ્ધ કેમ બની જાય છે ? મેં અધમે તારા હજારો અક્ષમ્ય અપરાધો કર્યા છે. હવે તારી ક્ષમા પણ શું મ્હોં લઇને માંગું ? પરન્તુ અત્યારે મારૂં હૃદય વિદારીને જો હું તને બતાવી શકત તો તું જોઇ શકત કે તેમાં પ્રખર અનુતાપનો અગ્નિ ભડ ભડ બળી રહ્યો છે ! મનોરમા ! આ જગત્‌માં જે કાંઇ પવિત્ર અને પૂજ્ય છે તેના સોગંદ લઇને હું તને કહું છું કે મારા હૃદયમાં પૂર્વની દુષ્ટ વૃત્તિઓથી જામેલો સઘળો મળ આ અનુતાપાગ્નિથી બળી જઇને તે હવે પૂર્ણ શુષ્ક અને પ્રેમમય બન્યું છે.

મનોરમા ! તને આ દીન જનની દયા શું નથી આવતી ? ”

“ આવું તમે આ બધું શું બોલો છો ? અપરાધો શા ? ક્ષમા શી ? પણ શરીરે તો તમને હવે સારૂં છે ને ? ”

“ બળ્યું એ શરીર અને બળ્યું મારૂં મન ! મેં તારા ઘણા અપરાધો કર્યા છે; એક વાર સ્પષ્ટ રીતે મને કહે કે મારા સર્વ અપરાધોની તું મને ક્ષમા આપીશ ! ”

“ એવું ઘેલું ઘેલું બોલીને મને નકામા શરમાવો નહિ! તમારે મારી પાસેથી ક્ષમા માંગવાની જ શી છે? પછી હું ક્ષમા આપું પણ કેવી રીતે? અજાણતાંમાં અથવા ખોટી સોબતને લીધે માણસોને હાથે ઘણી વાર ચૂકો બનવા પામે છે, એમાં તે તમે શા મોટા અપરાધ કરી વાળ્યા હતા? દયાઘન પ્રભુની કૃપાથી કાંઇ વિશેષ ભયંકર પરિણામ ન આવતાં તમારી ચૂક તુરત જ તમારી જાણવામાં આવી ગઈ, આપણા ઉંચા કુળનું અભિમાન નષ્ટ થવા ન દીધું અને ખરે વખતે આપણા કુળનું અધઃપતન થવા ન દીધું: એ સઘળાનું કારણ તે દયાસાગર જગદીશ્વરની કૃપા જ છે એવું હું માનું છું. તેના દયારૂપી અમૃતથી મારી સઘળી વ્યથા, ચિંતા, દુઃખ એ સઘળું એક ક્ષણમાં દૂર થઇ ગયું ! ”

માધવલાલ મુખમાં કિંચિત્ સ્મિત સ્ફુરાવતો બોલ્યોઃ “ મનોરમા! એમ કહીને તું મને ભુલાવામાં પાડે છે પરન્તુ આજ તારા મોહક ભાષણમાં હું ગુંચવાઇ જવાનો નથી. હું તને સ્પષ્ટ કહું છું કે ‘ હું તમને પૂર્ણ ક્ષમા કરૂં છું ’ એવા શબ્દો જ્યાંસુધી તારા મુખમાંથી નીકળશે નહિ, ત્યાંસુધી મારા હૃદયને જરા પણ શાન્તિ મળવાની નથી.”

મનોરમા મુખ મરડતી બોલીઃ “ બળ્યું! એવા ક્ષુદ્ર ઉપાય ઉપર શું તમારા મનની શાંતિ અટકી રહી છે ? ”

“ હા, પ્રિયા ! હું એક ઘણો ક્ષુદ્ર મનુષ્ય છું અને મારા ક્ષુદ્ર મનની શાન્તિ એવા ક્ષુદ્ર ઉપાય ઉપર જ અવલંબી રહી છે ! પરંતુ તે શાંતિમાંથી તું મને વંચિત નહિ કર એવી મારી તને વિનતિ છે. ”

"વારૂ-વારૂ-એવું તે શું—"

"ના, હવે એ કાંઇ ગલ્લાં તલ્લાં ચાલવાનાં નથી; મને ક્ષમા કર્યાના શબ્દો તારા મુખમાંથી નીકળવા જ જોઇશે."

"હું તો તમારી હઠથી થાકી! એવી ગેરવાજબી હઠ તો બહુ આકરી પડે!"

"તો થયું! હું દુર્ભાગી તારી ક્ષમા મેળવવાને પણ પાત્ર નથી! ખરૂં જ છે! મેં તને બહુ સતાવી છે, તારૂં ઘણી વાર અપમાન કર્યું છે. તારૂં એક પણ કથન—"

સ્વામીના મુખની આડે પોતાનો હાથ મૂકતાં મનોરમા બોલીઃ "હવે બસ કરો! ચાલો, તમારા સઘળા અપરાધોની હું ક્ષમા કરૂં છું. હવે કાંઇ છે? છેવટે એ અનુચિત વચન મારા મુખમાંથી તમે કઢાવ્યું જ!"

"બસ! હવે મારા ચિત્તને શાન્તિ થઇ! આજે આ જીવનમાં જ જાણે મારો પુનર્જન્મ થયો હોય. એવું મને લાગે છે! હું અને તું ઘણો વખત સાથે રહ્યાં હોવા છતાં કેટલાંય વર્ષના વિયોગ પછી આપણું પ્રેમમિલન થયું હોય એવો અત્યારે મને ભાસ થાય છે!"

મનોરમા સસ્મિત વદને સ્વામીના પ્રેમરેષાયુક્ત વદન તરફ અનિમેષ લોચને નિહાળી રહી.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### પુનઃ પ્રેમસંચાર.

આજે આખો દિવસ માધવલાલ ઘરમાં જ બેસી રહ્યો છે. પોતાની ફજેતી થવાથી પોતે શરમાય છે એ જ એક કારણ નથી, પરન્તુ આજે તેની દૃષ્ટિમાં પોતાનું ગૃહ સ્વર્ગ સરખું સુખદાયક લાગે છે તેથી અને મનોરમાનો દૈવી સહવાસ છોડવાનું તેને ગમતું

નથી તેથી તે આજે ઘરમાં જ બેસી રહ્યો છે. બપોરે જમી પરવા-રીને પોતે પોતાના ઓરડામાં આવીને બેઠો, પરન્તુ મનોરમા હજી આવી નહોતી. રોજ પાનબીડી મનોરમા જ કરી આપતી અને જો તેમાં વિલંબ થતો તો તેનો મિજાજ હાથમાં રહેતો નહિ, પરન્તુ આજે તો પોતાને હાથે જ પાન બનાવીને ખાવાનો એટલું જ નહિ પણ મનોરમાને માટે પણ પાન તૈયાર કરી રાખવાનો હર્ષ તેના હૃદયમાં ઉભરાઇ આવ્યો. થોડી વારે મનોરમા આવી અને તેણે પોતાને માટે પાન તૈયાર જોયું! તેના મુખમાંથી આશ્ચર્ય સાથે સ્મિત સરી પડયું અને બોલી: "ઓહો! આજે તો કાંઈ ધન્ય ભાગ્ય કે પોતે પાન બનાવીને ખાધું છે અને મારે માટે પણ બનાવીને તૈયાર રાખ્યું છે."

માધવલાલ બોલ્યો: "મનોરમા! આજસુધી સ્ત્રીત્વ વિષેની જે ભાવના મારા મગજમાં હતી તે હવે બદલાઇ છે. પતિની ચાકરડી તરીકેની જ સ્ત્રીની સઘળી પ્રવૃત્તિ હોવી જોઇએ એ કલ્પના હવે મારા મગજમાંથી દૂર ગઇ છે અને સ્ત્રી એ પતિની સહધર્મિણી છે—ગૃહલક્ષ્મી છે, જેટલી સેવા તે પોતાના પતિની કરે છે તેટલી જ પતિ તરફની સેવાની પોતે આશા રાખી શકે છે એવું હવે હું માનવા લાગ્યો છું. મારી પ્રત્યેક કૃતિમાં આ પ્રકારનો ફેરફાર જોઇને હવે તું જરા પણ આશ્ચર્ય બતાવીશ નહિ કારણકે તારૂં એ આશ્ચર્યદર્શન મને નીચું જોવડાવનારૂં અને અંતરમાં પુનઃ પશ્ચાત્તાપનો અગ્નિ પ્રજ્વલિત કરનારૂં થઇ પડે છે."

મનોરમાની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. પોતે અત્યારે સુખનો અતિરેક ભોગવતી હોય એવું તેને લાગ્યું. માધવલાલ આગળ બોલ્યો: "તારા પરનો ખરો પ્રેમ તો મારા અંતરમાં હવે જ જાગૃત થયો છે, પરન્તુ તે હું શું મ્હોં લેઇને બોલું? તારા પ્રેમની તુલનામાં એ પ્રેમને મૂકી શકાય તેમ નથી. મેં તારો તિરસ્કાર કર્યો હતો છતાં તારા સ્વર્ગીય પ્રેમની અખંડિત ધારા તો એકસરખી જ

વહન કરી રહી હતી એનું ભાન અત્યારે જ મને થાય છે. તારા તે અલૌકિક પ્રેમને પગ નીચે કચડીને હું ચાલતો હતો છતાં તારો પ્રેમ તો જરા પણ ન્યૂન થયો નહોતો! એ પ્રેમની અને મારા પ્રેમની તુલના જ સંભવિત નથી. મારો ગર્વ હવે પૂર્ણ રીતે હણાઈ ગયો છે. મારો પ્રેમ ઉંચા દરજ્જાનો છે એવો મારો ઘમંડ કેટલો વ્યર્થ હતો એવું હવે મને સમજાય છે. નીચ કુળમાં જન્મેલા અને નીચ સંસ્કારોમાં ઉછરેલા મારા મિત્રો કરતાં હું ઘણો ઉંચો છું એવી મારી એક વાર સમજ હતી, પરન્તુ તે સમજ કેવા અજ્ઞાનમાંથી જન્મ પામેલી હતી તે મને મારા દુષ્ટ વર્તને જ બતાવી આપ્યું છે. મનોરમા! ખરેખર, હું નરાધમ છું—હું પશુ કરતાં પણ અધમ છું!"

મનોરમાને આવું સાંભળવું ન ગમ્યું. તે બોલી: "હવે એ જૂની વાતને સંભારવાથી શો લાભ? મારા પર આપનો નિઃસીમ પ્રેમ છે, પછી એવું સંભારીને મનને દુઃખ આપવાની શી જરૂર? હું આપના ચરણની દાસી માત્ર છું. અને આપની સેવા એ જ મારો ધર્મ છે; આપનો કોપ થાય કે પ્રેમ થાય તોપણ મારો પ્રેમ જરા પણ વિકૃત ન થાય એવી ઇશ્વરે અમ-સ્ત્રીઓ પ્રત્યે આજ્ઞા કરી છે. અમે સ્ત્રીઓ આર્ય માતાપિતાની પુત્રીઓ છીએ, આર્ય સાસુ-સસરાની પુત્રવધૂઓ છીએ અને આર્ય પતિની જ પત્નીઓ છીએ; સીતા, સાવિત્રી, દમયંતી ઇત્યાદિ આર્ય પતિવ્રતા સ્ત્રીઓના કુળમાં અમને પરમેશ્વરે જન્મ આપ્યો છે. પતિ એ જ અમારૂં સર્વસ્વ છે, પતિ એ જ અમારા આરાધ્ય દેવ છે, બીજા દેવોને અમે ઓળખીશું નહિ. પતિ જો અમારી તરફ કિંચિત્ ઉપેક્ષાદૃષ્ટિથી જોવા લાગે તો પછી અમને-આર્ય સ્ત્રીઓને ઈંદ્રનું સિંહાસન મળે તો તે પણ નિરર્થક છે. પતિના એક મધુર વચનને માટે, પતિના પ્રેમની પ્રાપ્તિને માટે અમે પ્રત્યક્ષ સ્વર્ગસુખની પણ દરકાર કરીશું નહિ. ઇશ્વરનું એ જ ફરમાન છે અને તેને અનુસરીને વર્તવામાં અમે શું વિશેષ કાર્ય કરીએ છીએ?"

માધવલાલ ઉપકારવશ થતો આત્મગત બોલી ઉઠયો: " Thank that God and the preachers of such સ્ત્રીધર્મ. "

મનોરમા બોલી: " એવા સ્ત્રીધર્મના ઉપદેશક શાસ્ત્રકારો અને ઇશ્વરનો પણ આભાર માનવા સાથે આપણે આપણાં વડીલોનો પણ આભાર માનવો જોઇએ કે જેઓ એ પરંપરા પાળતા આવ્યા છે અને આપણને તેનું શિક્ષણ આપી ગયા છે. "

માધવલાલ જરા ચમકયો. પોતે અંગ્રેજીમાં કાઢેલો ઉદ્દગાર મનોરમા પૂરી રીતે સમજી ગઇ એમ તેણે જોયું. તે બોલ્યો: " મનોરમા ! શું ખરેખર તું અંગ્રેજી જાણે છે ? નહિ, એ વિષે તેં મને કોઇ વાર કહ્યું જ નથી. "

મનોરમા આછું સ્મિત કરીને નીચું જોતી બોલી: " પહેલાં નહોતી જાણતી, પણ હવે કદાચ જાણતી હોઉં; શું કરૂં ? મને લેખક બનાવવા ઇચ્છતા પતિની આબરૂ જાળવવાને મારે અંગ્રેજી પણ શીખવું પડયું ! "

" ઓહો ! ત્યારે શું પેલાં રાજકુંવરીને તું જાતે મળેલી ખરી ? મેં જાણ્યું કે તું અંગ્રેજી જાણતી નથી એટલે મેં તને સ્ત્રીલેખક તરીકે બહાર પાડવાને કરેલું કાવતરૂં પકડાઇ જશે અને હું ફજેત થઇશ, એમ હું માનતો હતો; પરન્તુ છેવટે ઇશ્વરે મારી લજ્જા રાખી ! અરે, મારી કમબખ્તીની હું શી વાત કહું ? રાજકુંવરી તને મળવાને હેમન્તપુર ગયાં એ જાણીને તો મારો જીવ જ ઉડી ગયો હતો અને મારી મના છતાં તું તેને મળી તેથી તારા પર મને ક્રોધ પણ ચડયો હતો. રાજકુંવરીનો સેક્રેટરી મને ફરી મળવા આવ્યો, ત્યારે તેને મ્હોં દેખાડવાની હિંમત પણ મારામાં રહી નહિ અને તેથી તાવ આવ્યાનું બહાનું કાઢીને તેને નહિ મળવાનો ઢોંગ કર્યો, છતાંએ એ તો મારા બિછાનાસુધી આવી લાગ્યો અને હું ગભરાયો ! "

મનોરમા ખડખડાટ હસી પડી અને બોલી: " એક જૂઠું છુપાવવાને અનેક જૂઠાં બોલવા પડ્યાં, છતાં તે ચાલી શકયાં નહિ ! "

"પછી તો એ મારી પાસે તારી લાયકાતના અને અંગ્રેજી જ્ઞાનનાં વખાણ કરવા લાગ્યો અને હું તો ચમકી ગયો! મેં નક્કી ધાર્યું કે રાજકુંવરીની મુલાકાત તેં પોતે લીધી નહિ હોય પણ કોઇ વેશધારી મનોરમાને રાજકુંવરીની મુલાકાતે મોકલી હશે; નહિતો છેવટસુધી આવું પોકળ ચાલી શકે કેવી રીતે? પણ અત્યારે હું વધારે અજબ થઉં છું કે તેં જ તેની મુલાકાત લીધી હતી! પણ મને કહે તો ખરી કે તેં અંગ્રેજી જ્ઞાન કેવી રીતે મેળવ્યું?"

"માસ્તર રાખીને."

"માસ્તર રાખીને? શો પગાર ઠરાવ્યો હતો?"

"પગાર તો બહુ મોટો રાખ્યો છે અને એ પગાર મેળવવાની હોંશમાં માસ્તરે પણ મારા અભ્યાસમાં બહુ કાળજી અને પરિશ્રમથી કામ લીધું છે. જુઓને, થોડા વખતમાં હું થોડું થોડું અંગ્રેજી વાંચી અને બોલી શકું એટલું જ્ઞાન થોડા પગારવાળો શિક્ષક કેવી રીતે આપી શકે?"

"વારૂ, પણ શિક્ષકને શો બદલો આપવાનું ધાર્યું છે?"

"એક સ્ત્રી."

"એટલે? હું કાંઇ સમજતો નથી."

"મારા શિક્ષક અવિવાહિત છે એટલે તેમને માટે મારે ચોક્કસ કન્યા મેળવી આપવી એવું ઠરાવ્યું છે."

માધવલાલ વિચારમાં પડ્યો. થોડી વાર રહીને તે બોલ્યો: "એનું લગ્ન કરી આપવાનું તેં માથે લીધું હશે તો સહજમાં હજાર બે હજાર રૂપિયા ખર્ચ થઇ જશે અને એટલો મોટો પગાર તો બહુ જ મોટો કહેવાય! પણ હશે, તારી ખાતર હું એ રકમને ગણકારતો નથી!"

"મારી ખાતર શાને? તમારી પોતાની જ ખાતર કહોને! હું અંગ્રેજી ન ભણી હોત તો તમારી ફજેતી થાત એ કેમ ભૂલી જાઓ છો?"

"વારૂ ચાલો, મારી પોતાની જ ખાતર; પણ એ શિક્ષક શું હેમન્તપુરનો વતની છે કે ?"

"નહિ; સુરતનો જ."

"એમ કે ? એ કોણ ભલા ?"

અરૂણ એ ઓરડા ભણી આવતો દેખાયો. મનોરમા બોલી: "લ્યો, મારા શિક્ષક પોતે જ આવી પ્હોંચ્યા."

"હેં! શું અરૂણ પાસે તેં અભ્યાસ કર્યો કે ? ઠી...ક! પણ એમાંથી કોઇએ તે વિષે મને કહ્યું પણ નહિ ?"

મનોરમા લજ્જાવનત વદને બોલી: "શામાટે કહીએ ? અંગ્રેજી ભણેલી દેરાણી આવે તે જ વખતે હું પણ અંગ્રેજી ભણી છું એમ કહીને તમને ચમકાવવાની મેં ધારણા રાખી હતી."

"ત્યારે તો અરૂણને માટે અંગ્રેજી ભણેલી કન્યા પણ શોધી રાખી છે, એમ કે ?" માધવલાલે વિશેષ આશ્ચર્ય દર્શાવ્યું: "વારૂ, પણ મને તમે મારાથી છાની છાની શી ગોઠવણો કરી છે તે તો જણાવો !"

"બધું તૈયાર કરી રાખ્યું છે; આજસુધી તમારૂં કશું કામ પડે તેવું નહોતું એટલે તમને કશું કહ્યું નહોતું. ભાનુશંકરની ઉષાવતી વેરે અરૂણભાઇનો વિવાહ નક્કી કર્યો છે અને આજે કે કાલે ભાનુશંકર શ્રીફળ લેઇને વેવીશાળ કરવા આવશે. તમારે માત્ર વડીલ તરીકે સંમતિ આપવાની છે–બીજું કશું કરવાનું નથી !"

"ઓહોહો ! ભાઇને પરણાવવાની ચિંતા પણ મારે માથે હવે ન રહી ! મનોરમા ! ખરેખર, તેં મારો અવતાર સફળ કરી દીધો ! ખરેખરી ગૃહલક્ષ્મીના નામને તો તું જ યોગ્ય છે ! હું તારાં શાં વખાણ કરૂં ?"

મનોરમા મંદ સ્મિત સાથે ભ્રૂકુટી ચડાવીને વિનોદમાં બોલી: "હવે મૂંગા રહો, અરૂણભાઇ પણ રખેને પોતાની ગૃહલક્ષ્મીનાં વખાણ કરવાનું શીખી જશે !"

એમ કહેતી તે ત્યાંથી ચાલી ગઈ અને બન્ને ભાઈઓ પ્રાસ્તાવિક વાતચીત કરતા બેઠા. અરૂણને આજે ખરેખરો સંતોષ થયો કે મનોરમા જેવી સતી સાધ્વીની ખરેખરી કીંમત હવે પોતાના મોટા ભાઈના સમજવામાં આવી છે અને એ યુગલમાં પુનઃ શાશ્વત પ્રેમનો સંચાર થયો છે.



## પ્રકરણ ૩૩ મું.



### લગ્ન અને છેવટ.

સાંજે ભાનુશંકર માધવલાલની તબીયત જોવાને તેને ત્યાં આવ્યા. તેમણે ધાર્યું હતું કે માધવલાલ કેવીએ માંદગી ભોગવતો હશે, પરન્તુ અત્યારે તેને સારો અને ખુશ ચહેરે બેઠેલો જોઈને તેમને આશ્ચર્ય સાથે આનંદ થયો. માધવલાલને પણ પોતાના ભવિષ્યના વહેવાઈને જોઈને તેટલો જ આનંદ થયો. ભાનુશંકરે માધવલાલની તબીયત વગેરેના કુશળ વર્તમાન પૂછ્યા અને પછી ધીમે ધીમે ઉષાના વેવીશાળને માટે સંમતિ મેળવવાનો લાગ શોધવા માંડતાં કહ્યું: "હં, માધવલાલભાઈ! હું પણ હેમન્તપુરથી અરૂણરાયની સાથે સાથે જ આવ્યો. તમારી તબીયત બગડ્યાના ખબર મને પણ ત્યાં મળેલા. ઉષાને પણ હું ત્યાં તેડી ગયો હતો."

માધવલાલે મુંગો હોંકારો આપ્યો: "હં."

માધવલાલ કાંઈક વિશેષ બોલ્યો હોત તો ભાનુશંકરને ઉષા સંબંધી વાત છેડવાનું ઠીક પડત; પરન્તુ તે તો લગભગ માન જ રહ્યો એટલે ભાનુશંકરને પોતાની મેળે વાતચીત ચાલુ કરવી પડી: "ઉષાનો અભ્યાસ મેં હમણાં મુકાવી દીધો છે એટલે તે ઘેર જ રહે છે. મેં ધાર્યું કે એ સાથે હશે તો મારો પણ દિવસ જશે, એમ ધારીને તેને હું સાથે તેડી ગએલો. મને તો મારા જૂનાં સંબંધીઓની

સાથે વખત ગાળવાનું મળતું એટલે મારો દિવસ આનંદમાં જતો અને ઉષા તથા મનોરમા તો બ્હેનો જેવાં બની ગયાં છે, હોં કે ! ”

હવે માધવલાલને વિવેકની ખાતર બોલ્યા વિના ચાલ્યું નહિઃ “ હા, મને એ વાત તેણે કહી છે અને ઉષા સંબંધે આપનો વિચાર પણ તેણે મને કહ્યો છે ! ”

“ હેં ! એમ કે ? ત્યારે અત્યારસુધી મુંગા શું બેઠા છો મારા ભાઇ ? મારો વિચાર શાને, હવે તો નિશ્ચય થયો છે અને હું તે માટે જ તમારી પાસે આવ્યો છું. અરૂણ અને ઉષાના વેવીશાળની સંમતિ આપો. ”

“ આપ જેવા વડીલે અમારી પાસે સંમતિ માંગવાની શી જરૂર છે ? આપે તો આજ્ઞા કરવી જ ઘટે અને અમારે તે શિરસાવંદ્ય માની લેવી જોઇએ. આપ વડીલની દૃષ્ટિમાં જેમ આવે તેમ કરો. ”

“ વાહ ! શી લાયકી ? મારી ઉષાને પણ આપના જેવા જ વડીલની જરૂર છે ! માધવલાલ ! એ તમારી લાયકી છે, પણ હું જો ખરૂં કહું તો મારે મનોરમાનો મોટો આભાર માનવો ઘટે. મારી ઉષા ભણેલી અને ડાહી ખરી, પણ તેના વિચારો બહુ જ સ્વતંત્ર, તેને મનોરમાએ સમજાવીને એવી રીતે ઠેકાણે આણી છે કે સાવિત્રીનું ડહાપણ પણ તેની પાસે કશા હિસાબમાં નહિ ! ”

પોતાની પત્નીનું આ એક વિશેષ પરાક્રમ માધવલાલે અત્યારે જ જાણ્યું. ઉષાને ઠેકાણે લાવવાને જ મનોરમા અને અરૂણ બન્ને હેમન્તપુર ગએલાં એવું હવે તેના ધ્યાનમાં ઉતર્યું. આશ્ચર્ય નહિ દર્શાવતાં ડાવકા રહીને તેણે વિવેકપુરઃસર ઉત્તર વાળ્યોઃ “ એ તો આપનું બાળક કહેવાય. તેણે જે કાંઇ કર્યું, તે વિશેષ કર્યું ન કહેવાય. ”

“ અરે, કેમ વિશેષ નહિ ? મેં સેંકડો રૂપિયા ખર્ચ્યા, અનેક ઉપાયો કર્યા, કંટાળીને હું તો કાશીએ જવાનો નિશ્ચય કરી બેઠા હતો. એ સઘળી નિરાશાઓમાં મનોરમાએ મને આશાનો સૂર્ય બતાવ્યો. ”

માધવલાલ મનમાં બોલ્યોઃ "ધન્ય છે, સતી! તને ધન્ય છે! આજસુધી તારૂં મૂલ્ય નહિ સમજતાં હું અંધકારમાં જ આથડ્યો!"

થોડી વાર રહીને ભાનુશંકરે કહ્યુંઃ "વારૂ, ભાઈ માધવલાલ! વેવીશાળની ક્રિયા તો આવતી કાલે કરીશું, પણ લગ્નનું કેમ? મુહૂર્ત બહુ નજીક આવે છે—આઠ જ દિવસ પછી આવે છે. તમે કામ-કાજમાં પહોંચી વળી શકશો?"

"એ તો હું શું જાણું? ઘરનો અભિપ્રાય પૂછવો જોઇએ."

મનોરમા ઓસરીમાં ચુપચુપ ઊભી રહીને સઘળું સાંભળી રહી હતી તે તુરત જ બોલી ઉઠીઃ "હા, અમે પહોંચી શકીશું; તમે તમારે નજીકનું મુહૂર્ત કબૂલ રાખો."

"વા...રૂ. ચાલો, એ પણ ઠીક. આજે મને આનંદ થયો અને આ જીંદગીની એક છેલ્લી ફરજ પાર પાડીને હવે હું સુખેથી મરીશ. ઉષા આ ઘરમાં આવીને સુખી થશે એ બદલ હવે મને કાંઇ જ ચિંતા રહી નથી."

"આપ જેવા વડીલોને પ્રતાપે અમારા કુટુંબમાં પણ જ્યાં ત્યાંથી રત્નો જ ખેંચાઈ આવે છે. આપ કાલે પ્રભાતે ખુશીથી પધારજો. હું ગોરને બોલાવી રાખીશ."

"ઠીક હવે હું જઉં છું. કણ્વઋષિની પેઠે હું નિશ્ચિંત થયો."

* * * * *

ઉષા અને અરૂણનું લગ્ન થયાને આજે થોડા દિવસ થઈ ગયા છે અને ઉષા હવે પતિના ઘરમાં આવીને રહેવા લાગી છે. ઉષાનું પહેલાંનું 'રોમૅન્સ' હવે દૂર થયું છે અને હવે તો વિનય, લજ્જાશીલતા અને પતિની પ્રસન્નતા એ જ તેનાં લક્ષ્યબિંદુઓ હોય એવી રીતે તે વર્તે છે. મનોરમાની પાસે તે બહુ વાર ઊભી રહી શકતી નથી. તે શરમાય છે કારણકે તેની પહેલાંની ઘેલી વાતો મનોરમાએ બહુ વાર સાંભળી હોવાથી તેનું સ્મરણ થઇ આવતાં ઉષા મનોરમાની સાથે ઊંચું મ્હોં લઇને લાંબી વાતચીત કરતાં પણ ગભરાય છે—અકળાય છે! મનો-

રમાનો સ્વભાવ પણ જરા વિનોદી રહ્યો એટલે જરા જરામાં તે ઉષાની મશ્કરી કરે છે અને ખાસ કરીને અરૂણની હાજરીમાં તો વિશેષ જ! એક વાર મનોરમા બોલીઃ " ઉષા બ્હેન ! તમે તો પરણ્યાં એટલે હવે મારાં પણ મટી ગયાં! કોઇ વાર મારા ઓરડામાં આવીને બેસતાં પણ નથી કે કાંઈ વાતચીત પણ કરતાં નથી! હજી તો અરૂણભાઇ ઉપર મારૂં લહેણું રહ્યું છે તે લહેણું તમારે પૂરૂં કરી આપવું પડશે."

" એવું તે શું લ્હેણું રહ્યું છે? મારાથી અપાય તેવું હશે તો હું આપીશ." ઉષાએ લજ્જાવનત વદને ઉત્તર આપ્યો.

" ગરજ સરી એટલે વૈદ્ય વેરી! પરણ્યા એટલે હવે મને અંગ્રેજી ભણાવવાનું છોડી દીધું. મારો અંગ્રેજી અભ્યાસ હજી કાચો રહ્યો છે, અરૂણભાઇએ નહિ તો તમારે પાકો કરાવવો પડશે."

" ભલે, એ કરજ હું ફેડીશ."

" એ તો ઠીક, પણ કોઇ વાર નિરાંતે વાતચીત કરવા પણ નથી કેમ આવતાં?"

" સાચું કહું? હું તમારાથી બહુ શરમાઉં છું. ખાસ કરીને તમારી પાસે આવતાં જ મને મારી જૂની ઘેલછા સાંભરી આવે છે અને તેથી તમારી પાસે થોડી વાર બેસવું હોય તોપણ મને ગભરામણ થાય છે!"

" ત્યારે તો મારા પરિશ્રમનું પરિણામ મારા જ ગેરલાભમાં આવ્યું."

* * * * *

એકવાર રાત્રિના આઠ વાગ્યા હતા. અરૂણ અને માધવલાલ ક્યાંય બહાર ફરવા ગયા હતા. મનોરમા પણ ઉષાને કાંઇ કામનું બ્હાનું બતાવીને બહાર ગઇ હતી. એટલામાં એક પારસી બાનુ ત્યાં આવી પહોંચી. ઉષા પહેલાં તો તેને જોઇને આશ્ચર્ય પામી, પરન્તુ પછી તેને ઓળખી કે તે પોતાને એક વાર પોતાના પિતાને ત્યાં

મળવા આવેલી "મેહેરબાઈ" હતી. તે બોલીઃ "કાંય ઉસાવટી બેહેન! મને પિછાનોછ કે?"

"હા. બ્હેન! આવો, અંદર આવો, ચાલો આપણે દીવનખાનામાં બેસીશું."

ઉષા મેહેરબાઇને ઉપર તેડી ગઇ અને દિવાનખાનામાં બન્ને વાતચીત કરતી બેઠી. મેહેરબાઇએ કહ્યુંઃ "આપ તો પની ચૂકેલાં છેઓ, એવી વાત મુને આપના ફાધરે જનાવી. મકુંજે ઉસાવટી બેહેન! મુને લગનનું એકાદ કાર્ડ બી નહિ મોકલાવીઉં કે? આય ગરીબ બેહેન બી પોતાની ગરીબ ભેટ સોગાદ સાથ આપની હજુરમાં હાજર થતે."

"મને માફ કરો, એ તો હું વ સરી ગઇ."

"વારૂ, આપ કેહેતાં ઉતાં તેવી જ રી તે આપે આપના ખાવંદની પસંદગી કીધી હોસે." મેહેરબાઇએ પૂછ્યું.

"નહિ બ્હેન! પાછળથી મારા એ વિચારોમાં ફેરફાર થયો હતો."

"બસ કે? તમો હિંદુ લોક—ભાજીખાઉ ખરાંની! પોચાં—બિલકુલ પોચાં! વારૂ, આપે હમારા 'સ્ત્રીલેખનો બગીચો' એ માસિક ચોપાન્યા માટે પેલો લેખ તેયાર કીધોછ કે?"

"ના. એ લેખ તો હવે હું લખી શકીશ નહિ, પણ બીજો કોઇ લેખ તેયાર કરીશ. આપનું ચોપાનીઉં બહાર પડ્યું?"

"નહિ, એનો પેહેલો નંબર તયાર થાયચ. કાંહાં સોરો આપનો લેખ તયાર થસેજી?"

"એકાદ અઠવાડીઆમાં."

"ઠીક; તીયારે હું હવે રજા લેવસ. આપના હસબંદ કાંહાં ગયા છ?"

"બહાર ફરવા ગયા છે."

"એવન જો અહીં હોતે તો મને એવણુની પીછાનનો લાભ થતે."

એટલામાં તો અરૂણ ત્યાં આવી પહોંચ્યો. ઉષા મેહેરબાઇ અને અરૂણની ઓળખાણ કરાવવા માટે બોલીઃ “ આ મારાં બેહેનપણી મેહેરબાઇ છે–” એટલામાં તો અરૂણ ખડખડાટ હસી પડયો અને ઉષા દિગ્મૂઢ બની ગઈ. હસતો હસતો અરૂણ બોલ્યોઃ “ ભાભી ! તમે પણ ઠીક મજાક કરી.”

મેહેરબાઈ બનેલી મનોરમા બોલીઃ “ પણ તમે ફીસબ ફીકકો પાડયો, નહિતો થોડી વધારે મજા થાત ! ઉષાવતી મારી પાસે બેસીને નિરાંતે વાતચીત કરતાં શરમાતાં હતાં એટલે પછી આ યુક્તિથી કામ લીધું. ”

“ ઓહો ! મોટી બ્હેન ! ત્યારે શું તમે મને ઠગી ? પહેલાં પણ શું હું ઠગાએલી જ ? ” ઉષાએ શરમાઇને બે હાથવડે પોતાનું મ્હોં ઢાંકી દીધું !

માધવલાલ પણ એટલામાં ઘેર આવ્યો અને અરૂણને મોટેથી હસતો સાંભળીને ત્યાં આવ્યો. મનોરમા એકદમ દોડીને પોતાના ઓરડામાં પેસી ગઇ. ખરી વાત જાણીને માધવલાલ પણ ખુબ હસ્યો.

બન્ને દમ્પતી આનંદ-વિનોદમાં પોતાનો જીવનકાળ વ્યતીત કરવા લાગ્યાં. મનોરમા જેવો વિનય, કેળવણી, સુશીલતા અને આજ્ઞાંકિતતા આર્ય કુટુંબોની સર્વ સન્નારીઓમાં નિવાસ કરો એ જ વાંચ્છના !

ભણીને ભ્રમિત થઇ જનારી ઉષા કરતાં ભણતરનો સદુપયોગ કરનારી અને ભ્રમિતને પણ ભાનમાં લાવનારી મનોરમાઓ ઘેર ઘેર પૂજાઓ એ જ પ્રભુ પ્રતિ અભ્યર્થના ! અસ્તુ !



ચુનીલાલ વર્ધમાન શાહની

# ઐતિહાસિક નવલકથાઓ.

---

**ગુજરાતની ગર્જના અથવા હેમાચાર્યનું જીવનસૂત્ર—પૃષ્ઠ ૨૨૫, મુલ્ય રૂ. ૧.** ગુજરાતના રાજા સિદ્ધરાજે પોતાના જીવનના છેલ્લા વખતમાં કુમારપાળને પોતાની પાછળ ગાદીએ નહિ આવવા દેવાને તેના ઉપર જે સીતમો ગુજાર્યા હતા, છતાં પોતાના ભાગ્યની પ્રબળ રેખાથી કુમારપાળ અત્યંત કષ્ટો વેઠીને ગાદીએ આવ્યો હતો તથા જૈનાચાર્ય હેમચંદ્ર સૂરિએ તેને તે કાર્યમાં જે મદદ કરી હતી તેની આ નવલકથા એકકે અવાજે વખણાએલી છે.

**વસઇનો ઘેરો અથવા પેશવાઇના પ્રકાશનું એક કિરણ—મૂલ્ય રૂ. ૧.** બાજીરાવ પેશવાના ભાઇ ચીમણાજી અપ્પાએ ફીરંગીઓ પાસેથી વસઇ જીતી લીધું હતું તેની નવલકથા.

**પાટણની પડતીનો પ્રારંભ**—પૃષ્ઠ ૨૦૦. **મૂલ્ય રૂ. ૧.** ભોળા ભીમદેવ ઉપર કુતુબુદ્દીને કરેલી સ્વારીમાં ગુજરાતના રાજપુતોએ બતાવેલા શૌર્યની નવલકથા.

**સોમનાથનું શિવલિંગ**—પૃષ્ઠ ૨૨૫. **મૂલ્ય. રૂ. ૧.** મહમૂદ ગઝનવીએ સોમનાથ ઉપર કરેલી સ્વારીમાં હિંદુઓએ બતાવેલા શૌર્યની અને ભીમદેવ બાણાવળીનાં પરાક્રમોની નવલકથા.

**સિંધ ઉપર સ્વારી**—પૃષ્ઠ ૨૪૦. **મૂલ્ય રૂ. ૧.** સિંધના રાજા દાહિર ઉપર આરબ સરદાર મહમદ કાસીમે કરેલી સ્વારીની કથા.

**અઢારમી સદીનું મહારાષ્ટ્ર અથવા ઔરંગઝેબનો અસ્ત**—ઔરંગઝેબના અસ્ત સમયની નવલકથા. પૃષ્ઠ ૨૨૦. **મૂલ્ય રૂ. ૧.**

**ધારાનગરીનો મુંજ**—પૃષ્ઠ ૨૨૪, મૂલ્ય રૂ. ૧. ધારાનગરીના રાજા મુંજ અને કર્ણાટકના રાજા તૈલપદેવ વચ્ચેનું યુદ્ધ અને છેવટે મુંજની દુર્દશાના પ્રસંગોની આ નવલકથા છે.

**પ્રમોદા યાને દિલેર દિલારામ**—પૃષ્ઠ ૧૫૦. પાકું પુંઠું. મૂલ્ય ૧૪ આના. ગુજરાતના ઈતિહાસની આ એક નવલકથા છે. કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં અલાઉદ્દીનના ઝનાનામાં રહ્યાં હોવાની પ્રચલિત વાર્તાથી જૂદી જ વાર્તા આ પુસ્તકમાં આપી છે. એ માતા પુત્રી દિલારામ અને લાલાં નામની મુસલમાન સ્ત્રીઓ હોવાનું તેમાં દર્શાવ્યું છે.

**કાશ્મીર અને કેસરી**—પૃષ્ઠ ૨૩૦. પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૧. પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહે કાશ્મીરમાં હિંદુઓ અને હિંદુ બાળાઓ ઉપર જુલમ ગુજારતા અફઘાનો ઉપર ચ્હડાઈ કરી વિજય મેળવ્યો હતો તેનું રસિક વર્ણન વાર્તાના રૂપમાં આપેલું છે. અફઘાનોનો જુલમ હૃદયદ્રાવક છે.

**મૂળરાજ સોલંકી**—પૃષ્ઠ ૩૨૦, પાકું સોનેરી પુંઠું, સાદા અને રંગીન સંખ્યાબંધ ચિત્રો. મૂલ્ય રૂ. ૨॥. ગુજરાતમાં સોલંકી વંશની રાજગાદી સ્થાપનાર મૂળરાજ સોલંકીએ પોતાના મામા પાસેથી રાજ્ય લઈ, મામાને તથા બીજાઓને મારી, કેટલાંક દુષ્ટ તેમજ અનિષ્ટ પરાક્રમો કર્યાં હતાં. તે સમયે ભારે રાજખટપટ ચાલી રહી હતી અને ચાવડાઓ તથા સોલંકીઓ પોતપોતાના દુષ્ટ કાર્યની સિદ્ધિ માટે આકાશ પાતાળ એક કરી રહ્યા હતા. સૌરાષ્ટ્રના રાજા ગ્રહરિપુ સાથે યુદ્ધ કરી તેણે ભારે શૌર્ય દર્શાવ્યું હતું. આ અને બીજા ઐતિહાસિક પ્રસંગોની આ નવલકથા અત્યંત રસિક, બોધક તથા મૂળરાજનાં કાર્યો ઉપર જાણવાજોગ પ્રકાશ પાડે છે. પ્રત્યેક ગૃહ, કુટુંબ તથા પુસ્તકાલયના શણગારરૂપ આ ગુજરાતના ઇતિહાસની નવલકથા છે.

**ચુનીલાલ વર્ધમાન શાહ, સારંગપુર, અમદાવાદ.**